# गुजराती व्याकरण.

શિખનાર તથા શિખવનારને

ઉપયોગી થઈ પડે તેવું

રચનાર

खंडुभाई नागरभाई देशाई.



# GUJARÁTI GRAMMAR

COMPOSED BY

KHANDUBHÁI NÁGURBHĂI DESÁI.



Bombay:

PRINTED AT THE "ASIATIC PRINTING PRESS.

1876.

*Price Six annas.*

કીમત છ આના.

To

BHIMBHÁI LALLUBHÁI, Esq.,

MERCHANT OF BOMBAY.

Sir,

I take the liberty to dedicate this grammar to you, for the respect I have of you, as a general man of business, and for your earnest desire towards the welfare of our countrymen, and for your humane intentions towards mankind generally, testimony of which, I have seen by my fortunate connection with you, short though it is.

I remain,

Sir,

Yours faithfully,

THE AUTHOR.

# PREFACE.

When we begin to thoroughly look into the existing grammars of the Gujarati language, we shall find, that a very few of them, are of any use in Schools for pupils to learn, while learning their own language. They seem to be more adapted to help the foreigner in the acquirement of the knowlege of the Gujarati language, after he has been once through some sort of grammar in another language, and having himself acquired the ideas of what a grammar of a language means. They are, therefore, one and all a burdensome lore, and are disgusting to the pupil as well as to the teacher, in attaining the object which both of them seek, either of learning or teaching of grammar. The position of the Gujarati pupil at school is perfectly different from that of the foreigner. He has to be led into the first notions of a grammar by his teacher, and gradually to be brought by degrees to understand it by persuation, as his capacities enable him from time to time to grasp the subject of his task. In the same manner, the teacher, when attempting to inculcate into his pupils, those first notions of a grammar, and then to teach the grammar to the pupil by persuation, find no easy task before him to do so, from the grammars at his command, written in the Gujarati language, in the form in which they exist. Some of the inferior grade of teachers, through

whose hands, grammar has generally to be introduced to beginners, cannot understand it themselves; and besides going so far as to recite the crude rules thereof, they much less teach it to their unfortunate beginners. The present school grammar, therefore, remains useless to boys in their book-bags, or otherwise serves for the purpose of committing it to memory. The want of a grammar suitable to the pupil of the mother tongue, written in a form, that may be equally suitable to the teacher, is very generally felt. The Author has strived to supply the want in this book.

That portion of grammar which is unnecessary for pupils of the mother tongue is eliminated; and more useful matter is put in a simple language, which the Author regrets, other grammarians have confused in high words, or philophic attempts of expression.

This book is divided into fonr parts. The first part explains the parts of speech, or an abstract simple general grammar for the use of early pupils. The second contains the full illucidation of the first part with additional matters for higher pupils. The third part gives the necessary principles of Syntax and Analyses of sentences, in a concise but expressive manner, well-suited to pupils of the highest standard of popular schools. The fourth treats of parsing not to be met with in other grammars, with copious instructions and examples.

In conclusion the Author hopes, that his desire may be fulfilled, in this grammar composed with a solicitude of its utility to teachers and pupils; and any defects, which the learned of the Gujarati language, may find in it, will be generously indulged. Thanks are due to Mr. Dáyábhai Rughunáthjee Desái of Chickli for important suggestions received from him by the Author.

# અનુક્રમણિકા.

# ભાગ પેહેલો.

## પ્રકરણ પેહેલું.

"શિક્ષક.—છોકરાઓ, હવે તમને વ્યાકરણ શિખવવું પડશે. વિદ્યાર્થિ.—સાહેબ, એ વ્યાકરણ એટલે શું હશે અને એ શિખવાથી અમને શું શું આવડશે? શિ.—સમજા ધ્યાન દઈ સાંભળો. જેમ તમે વાંચવાનું અને લખવાનું શીખોછો તેમ એપણ એક ભણવાનું છે. તમારામાંના કોઇએ ભીલ, ચમાર, કોળી, તળાવીઆને કે તેમનાં છોકરાંને બોલતાં તો સાંભળ્યાં હશે? વિ.—હા, સાહેબ. એ લોક એવી રીતનું બોલેછે કે તેમાં આપણને બરાબર સમજ પણ પડતી નથી. શિ.—ઠીક. તમારાને તેના બોલવામાં તમને કંઇ ફેર માલમ પડેછે?—વિ.—હા, સાહેબ. તે બોલવામાં ઘણી ભૂલો કરેછે. વળી કેમ ને ચેમ અને ખેતર ને છેતર વગેરે બોલેછે. એક છોકરો કારેલાં વેચવા આવ્યો હતો તે કોઇવાર કારેલાં, કોઇવાર કારેલા, તથા કોઇવાર જોઈએછે, ને કોઇવાર જોઈહે, જોઈછે એમ બોલતો હતો. શિ.—બરાબર. જુઓ, ત્યારે હવે યાદ રાખજો કે એ વગર ભણેલાં રખડતાં છોકરાં એ પ્રમાણે ગુંચવણીભરેલું બોલેછે અને એકના એક બોલ વારેવારે ફેરવીને બોલેછે. પણ તમે તમારી ચોપડીને ગમે તેટલી વાર બોલો તોય ચોપડી અને સ્લેટને સ્લેટ બોલોછો. મને કે તમારાં ઘરનાં માણસોને જેવીરીતે બોલતાં સાંભળો છો તેવી રીતે તમે બોલતાં શીખો ત્યારે તમને દિવસે દિવસે સારૂં બોલતાં આવડે; પણ ફલાણો બોલ તો એમજ બોલા-

"યછે તે નક્કી કરતાં અને **રીતસર** બોલતાં આવડવાને ઘણો વખત જાય તથા વારંવાર પોતાના મનને વહેમ પડે અને તેથી બીજા માણસોને વારંવાર પૂછવું પડે એ સઘળું તમારા મનમાં ઠીક લાગેછે ? **વિ.**—ના. સાહેબ, મને **તાળુ** એ બોલ બોલતાં **ટાળુ, ટાલુ** વગેરે બોલાઈ જતું હતું તે શિખવતાં મારા બાપને બહુ કંટાળો ઉપજ્યો હતો. **શિ.**—એ બધી મેહેનતના બચાવનેસારૂ **રીતસર** બોલતાં અને લખતાં આવડવાના **રસ્તા** અને બોલતાં બોલતાં ગુંચવાઈ ન જવાય તેની **સમજ** જેને આપણે **વ્યાકરણ** કહીએછીએ તે ભણવાથી આવડેછે. કહો, ત્યારે હવે **વ્યાકરણ** એટલે શું ? અને તે શા કામનું ? **વિ.**—સાહેબ. **વ્યાકરણ** એ એક **ભણવાનું** છે તે શિખવાથી રીતસર બોલતાંઅને લખતાં આવડે. **શિ.**—**ટુંકામાં** ટુંકુ આપણે બોલી શકીએ તેને શું કહેવાય ? **વિ.**—**અક્ષર.** કોઈ માણસને બીલકુલ ન બોલતાં **ચુપ** રહેવાને કહેવું હોય ત્યારે આપણે કહીએ છીએ કે એક **અક્ષર** પણ બોલીશ નહિ. **શિ.**—હા. એ **અક્ષર** તે કયા ? **વિ.**—સાહેબજી. અમે **કક્કો** ને **બારાખડી** ભણતા તે વખત અમારો શિક્ષક કહેતો કે ફલાણો **અક્ષર** કાઢ, ફલાણો **અક્ષર** તને આવડતો નથી, વગેરે. **શિ.**— એ બધા **કક્કાના** અને **સ્વરના અક્ષર** કહેવાય છે. જુઓ હું **કક્કાના** અને **સ્વરના અક્ષર** બોલી જાઉંછું તેમાં તમને કંઈ **સમજ** પડેછે ? **વિ.**—એ ફલાણો ફલાણો **અક્ષર**છે એમ તો સમજ્યા, પણ જેમ આપ કહો તેમ અમે ઉઠીએ, બેસીએ, વાંચીએ, લખીએ તેમાં જેવી અમને **સમજ** પડેછે તેવી એ **અક્ષરોમાં** પડી નહિ."

"**શિ**—ઠીક. છોકરા, આપણી સામેના રસ્તામાંથી કોઈ ગાડું જતું હોય તેના ખડખડાટને અને બંદુક ફૂટે તેના ભડાકાને શું કહેવાય છે તે જાણોછો ? **વિ.**—હા, સાહેબ.

"**અવાજ** કહેવાય છે. અવાજમાં શું કહે તેની કંઇ સમજ પડતી નથી. **શિ.**—વારૂ, સમજ પડે તેવો અવાજ કંઇ સાંભળ્યો છે? **વિ.**—હા, સાહેબ. માણસ બોલે છે તે **બોલ.** **શિ.**—ખરૂં. કહે છોકરા ત્યારે **બોલ** કોને કહેવાય છે? **વિ.**—માણસના સમજ પડે તેવાં ટુંકા અવાજને."

"**પુનરાવર્તનઃ—પ્રશ્ન.**—તમે **વ્યાકરણ** શાને કહો છો? અને એ શિખવાથી શો ફાયદો છે? **ઉત્તર**—એ એક ભણવાનું છે તે શિખવાથી **રીતસર બોલતાં** અને **લખતાં** આવડે. **પ્ર.**—માણસ ટુંકામાં ટુંકો **અવાજ** કરે તે શું? **ઉ.**—**અક્ષર. પ્ર.**—એ **અક્ષર** કયા? **ઉ.**—કક્કો તથા બારાખડીના સઘળા **અક્ષર** છે. **પ્ર.**—**અવાજ** અને **બોલમાં** શો ફેર? **ઉ.**—**બોલમાં** આપણને સમજ પડે છે અને **અવાજમાં** પડતી નથી. **પ્ર.**—બોલ કોને કહે છે? **ઉ.**—માણસના સમજ પડે તેવા ટુંકા અવાજને; વગેરે"

---

૧. આપણે બોલીએ છીએ તેમાં અને ભીલ, તળાવીઆ, કોળી વગેરે બીજા નીચી વરણના બોલે છે તેમાં ફેર હોયછે. તેઓ 'ચમ' બોલેછે તેને આપણે 'કેમ' બોલીએ છીએ. તેઓ 'હારૂં' બોલેછે અને આપણે 'સારૂં' બોલીએ છીએ. વળી તેઓ 'ખેતર'ને 'છેતર' અને 'મીઠું'ને 'મેઠું' બોલેછે. એવો એવો તેનાં અને આપણાં બોલવામાં ફેર છે. એવું બોલવું આપણને ઠીક લાગતું નથી. આપણાં બોલવામાં પણ ઘણીવાર એવી ભૂલો થાય છે, એવી ભૂલ ન કરતાં આપણે બરાબર બોલવું જોઇએ. એવું વગર ભૂલનું બોલતાં શિખવાની રીતો વ્યાકરણ માંછે. વળી કેટલાક માણસો લખવામાં ભૂલો કરે છે

તેવી ભૂલ ન થાય તેની પણ રીતો व्याकरण માં છે.

૨. આપણે કોઈને ચુપ રહેવાને કહેવું હોય ત્યારે ઘણીવાર કહીએ છીએ કે એક અક્ષર પણ બોલીશ નહિ; માટે અક્ષર એ આપણે જે ટુંકામાં ટુંકુ બોલી શકીએ તેને કહેવાયછે કક્કાના ક, ખ, ગ, ઘ, ઙ. વગેરે સઘળામળી ૩૪ અક્ષર છે. એ દરેકને તથા સ્વરના બાર અક્ષરછે તે દરેકને अक्षर કહેવાય.

૩. આપણે કકકાના બધા અક્ષર બોલી જઇએ તેમાં કંઈ સમજ પડતી નથી. કોઈ આપાણને ઉઠવાનું કહે ત્યારે ઉઠવાનું, બેસવાનું કહે ત્યારે બેસવાનું. અને જે કહે તે આપણે સમજીએ તેમ એ અક્ષર કોઈ બોલે ત્યારે કંઈ સમજતા નથી. જનાવરો બોલેછે તેમાં જેવી સમજ ન પડે તેવી અક્ષરોમાં સમજ પડતી નથી. માણસના બોલવામાં આપણને સમજ પડેછે. માણસ જે ટુંકામાં ટુંકુ બોલે ને આપાણને સમજ પડે તેને આપણે बोल કે शब्द કહીએ છીએ.

---

## नाम.

—000—

"શિ.–બોલ કોને કહે છે તે તમને સમજ પડી, વારૂ ત્યારે થોડા એક **બોલ** તમે બોલી દેખાડશો? વિ.—સાહેબ, **ખડીઓ, પાટી, કલમ, સ્લેટ, ચોપડી, વાંચવું, લખવું, કરવું, જાયછે, થાયછે,** એ સઘળાને બોલ કહેવાય; કેમકે એમાંનો દરેક બોલતી વખત હરકાંઇ અર્થ સમ-

જાય છે. શિ.—કહો, શું સમજાયછે? વિ.—ખડીઓ, કલમ, સ્લેટ, ચોપડી, એ બોલવાથી એ જુદી જુદી જણસોછે એમ; અને વાંચેછે, લખેછે, કરેછે, જાયછે, વગેરેથી હર કોઈ માણસ કાંઈ કરે છે એમ સમજાય છે. શિ.—બરાબર. ત્યારે યાદ રાખજો કે બોલ બોલમાં પણ ફેર હોય છે. કેટલાક બોલ એક બીજાને કેટલાક બાબતમાં મળતા હોય છે, અને કેટલાક જુદા પડે છે. એ ઉપરથી આપણે બોલીએ છીએ તે બોલોની તેઓના મળતાપણાપર આધાર રાખી જાતો ઠરાવી છે. શિ.—જુઓ, હું પાછલા બોલ ફરીથી બોલુંછું તેમાંથી એક બીજાને મળતા કયાછે તે આપણે શોધી કાઢીએ. તે ખડીઆમાંથી લખેછે. હું ચોપડી વાંચુછું. તે કલમ ઘડેછે. તારી નવી સ્લેટ કયાં છે? વિ.—ખડીઓ, ચોપડી, કલમ, અને સ્લેટ એક બીજાને મળતાછે. શિ.— બરાબર. એ બોલો બોલતાંવાર તમને તે ચીજ ધ્યાનમાં આવે છે. જ્યારે ખડીઓ કહેતાં સાંભળો ત્યારે તમને ખડીઓ, પેન કહેતાં સાંભળો ત્યારે પેન, અને એજ પ્રમાણે હું જે જણસનું નામ લઉં તે તમે ઓળખો છો. હુ ઘર કહું તો ઘર, ગાડી કહું ત્યારે ગાડી, હું તમારી માનું નામ લઉં ત્યારે મા, અને બાપનું નામ લઉં ત્યારે બાપ સાંભરી આવે છે. મારૂં નામ કોઈ બોલે એટલે તમે મને ઓળખી કાઢો છો, અને તમારૂં નામ લઉં ત્યારે તમે સમજી ઝટ ઉભા થાઓ છો. એ પ્રમાણે હરકોઇ બોલ બોલવાથી આપણને કોઇ જણસ કે માણસકે બીજું કાંઇ સમજાય કે ઓળખી શકાય છે, તેને તેનું નામ કહેવાયછે. કહો ત્યારે, ઘર, ગાડી, માબાપ, મોતી, ગીરધર, એ સઘળા બોલને શું કહેવાય છે? વિ— એ સઘળાં નામ છે અને તેથી તે નામની જાતના છે."

"પુનરાવર્તન:—પ્રશ્ન.—બોલની જાતો શા ઉપરથી

પાડી છે? ઉત્તર.—તેઓમાંના કેટલાક એક બીજાને કેટલીક બાબતમાં **મળતા** આવે **છે** અને **જુદા** પડે છે તે ઉપરથી. પ્ર.—**નામ** કોને કહેવાય છે? ઉ.—હરકોઇ જીવ કે જણસ વગેરેના **નામને નામ** કહેવું."

૪. 'ખડીઓ' 'કલમ' 'સ્લેટ' 'ચોપડી' 'વાંચેછે,' 'લખેછે' 'કરેછે,' 'જાયછે' 'થાયછે,' એ સઘળા બોલછે. એમાંના 'ખડીઓ,' 'કલમ,' 'સ્લેટ,' અને 'ચોપડી' એ બોલ જુદી જુદી જણસોનાં **નામ** છે અને 'વાંચેછે,' 'લખેછે,' 'કરેછે' એ કોઈ જણસનાં **નામ** નથી, એથી તો કોઈ માણસ કંઇ કરે છે એમ સમજાય છે. એવી રીતે બોલ બોલમાં પણ ફેર હોય છે. 'ખડીઓ,' 'કલમ,' 'સ્લેટ,' 'ચોપડી' એ બોલવાથી તે જુદી જુદી જણસોનાં **નામ** છે એમ સમજાય છે. અને મોતી, ગીરધર મગન એ સઘળાં માણસનાં **નામ** છે. આંબો, આમલી, લીમડો, બાવળ, વગેરે ઝાડનાં **નામ** છે. કાગડો, કાબર, પોપટ વગેરે, પંખીનાં **નામ** હોયછે. એ પ્રમાણે આપણી આંખે જે જે જીવ કે જણસ જણાય છે તે સઘળાનાં **નામ** હોય છે. પવન આપણને દેખાતો નથી પણ લાગેછે માટે એ પણ **નામ** છે. કોઇ માણસને આપણે દુઃખી જોઇએ ત્યારે આપણને દયા ઉપજે છે. માટે દયા એ પણ **નામ** છે. એવી રીતે આપણા બોલવામાં જનાવર, ઝાડ, માણસ જણસો, વગેરેનાં **નામ** આવેછે તેવા સઘળા બોલ નામ કહેવાથી ઓળખાય છે.

---

## સર્વનામ.

—ooo—

"શિ.—છોકરાઓ, હું કહુંછું તે તમે ધ્યાન દઈ સાંભળજો. એમાં હું તે અને તમે એ બોલો ઉપરથી તમને શું સમજાય છે? વિ.—સાહેબ તમે હું કહો ત્યારે આપ શિક્ષક બોલો છો એમ અમારા મનમાં આવે છે; તે કહ્યું એટલે કંઈ વાત આપ બોલો છો તે; અને આપ, તમે કહો ત્યારે અમને સઘળા વિદ્યાર્થિને કંઈ કહોછો એમ સમજાયછે. શિ.—હું તું, ને તે એ બોલથી તમે હરકોઈ માણસને કે વાતને ઓળખી લોછો, ત્યારે એ બોલો નામની જાતના કહેવાય કે નહિ? વિ.—ના, સાહેબ. જ્યારે કોઇ વસ્તુ કે જીવનું નામ આપ લોછો ત્યારે અમને તે યાદ આવે છે અને એ પ્રમાણે જુદી જુદી વસ્તુનાં નામ જુદાં જુદાં હોય છે, પરંતુ હું, તું અને તે એ ત્રણ કોઈ એકજ માણસનાં નામ નથી સઘળાં માણસ બોલતી વખત પોતાને હું, અને સાંભળનારને તું, કે તમે કરી બોલે છે. શિ.—બરાબર. એ બોલો એ પ્રમાણે નામને માટે વપરાય છે માટે એવા બોલને સર્વનામ કહેવાય છે. એ સર્વનામના બોલ ઘણા નથી, માત્ર સાતજ છેઃ– હું, તું, તે, આપ, આપણ, પોતે અને કોણ."

"પુનરાવર્તનઃ–પ્રશ્ન.—સર્વનામ કોને કહેવું? ઉત્તર—નામને ઠેકાણે મૂકવામાં આવે છે તે બોલને. નામ અને સર્વનામમાં શો ફેર? નામ એટલે હરકોઇ વસ્તુ કે જીવનું નામ. પણ સર્વનામ કોઇ એકજ જીવ, કે વસ્તુનું નામ નથી. સર્વનામ ક્યાં? હું, તું, તે, આપ, આપણ, પોતે, અને કોણ; વગેરે."—

• ૫. હું કહું તે તમે સાંભળો એમાં પાંચ બોલછે. એ

પાંચમાં હું, તે, તમે, એ ત્રણ બોલ **નામ** જેવા દેખાય છે ખરા પણ **નામ** નથી. ગમે તે કોઈ બોલતું હોય ત્યારે પોતાને 'હું' કહી બોલેછે. સામાને 'તમે' કહેછે. અને જેને માટે બોલતું હોય તેને 'તે' કરી બોલેછે પણ 'હું,' 'તમે' અથવા 'તે' એવાં કોઈનાં **નામ** નથી. એવા બોલ નામને ઠેકાણે વપરાય છે. એવા બોલોને **સર્વનામ** કહેવાય છે.

---

## વિશેષણ.

———ooo———

"શિ.— હવે આપણે જે જે બોલ બોલીએ છીએ તેમાંના તમે કેટલી જાતના ઓળખી શકો છો ? વિ.—સાહેબજી, બે. **નામ** અને **સર્વનામ**. શિ.—ઠીક. ત્યારે હવે બાજી કોઈ જાતને માટે વાત કરીએ. કાળું પાટીઉં, સફેદ ચાક, ડાહ્યો છોકરો, જોરાવર માણસ, અને દશ ચોપડી એમાં તમે શિખી ગયા તેમાંના કોઈ બોલ આવેલા છે? વિ.—હા, સાહેબ. **પાટીઉં, ચાક, છોકરો, માણસ** અને **ચોપડી**. એ સઘળાં નામછે. શિ.—ઠીક. ત્યારે કાળું પાટીઉં, એમાં કાળું; સફેદ ચાક, એમાં સફેદ; ડાહ્યો છોકરો, એમાં ડાહ્યો; જોરાવર માણસ, તેમાં જોરાવર; અને દશ ચોપડી, એમાં દશ એ બોલથી તમારા મનમાં શું આવે છે? વિ.—પાટીઉં કેવું? કાળું. ચાક કેવો ? સફેદ. છોકરો કેવો ? ડાહ્યો. માણસ કેવો ? જોરાવર. ચોપડી કેટલી દશ. એમાં હરકાંઈ કેવું અને કેટલું તે સમજાય છે. શિ.—બરાબર. માણસ કે જણસ વગેરે હરકાંઈ કેવું છે અને કેટલું તે એ જાતના બોલ બતાવેછે માટે એવા બોલોને **વિશેષણ** કહેવું."

"પુનરાવર્તનઃ—**પ્રશ્ન.**–વિશેષણ શું બતાવે છે? **ઉત્તર.**—હર કોઇ જીવકે વસ્તુ **કેવીછે** તે તથા તે એક, બે, ત્રણ, કે **કેટલી** છે, તે જણાવે છે. **પ્ર**—**કેવી** છે એટલે શું? ઉ.—તે **સારી** કે **માઠી, સફેદ** કે **લાલ** કે **લીલી,** ઘણી કે થોડી, એ રીતે તેમાં કેવા કેવા ગુણ છે તે બતાવે છે **પ્ર.**–ગુણ બતાવવો એટલે શું? ઉ.—હર કોઇ વસ્તુ કે જીવ કેવો છે એમ બતાવવું તે; વગેરે."

---

૬. આપણે જે બોલો બોલીએ છીએ તેની બે જાતતો આવી ગઈ. હવે બીજા થોડા બોલ બોલીએ અને તેમાં જુદા પડતા હોય તો જોઇએ. **કાળું** પાટીઊં, **સફેદ** ચાક, **ડાહ્યો** છોકરો, **જોરાવર** માણસ, **બે** ચોપડી, **ત્રણ** પેન, એ સઘળા મળી બાર બોલ થયા, એ બારમાં, 'પાટીઊં' 'ચાક' 'છોકરો, 'માણસ' 'ચોપડી' અને 'પેન' એ છ તો **નામ**છે બાકીના બોલ રહ્યા તે જુદા પડ્યા એ બોલથી શું સમજાય છે તે જોઇએ. પાટીઊં **કેવું**? કાળું. ચાક **કેવો**? સફેદ. છોકરો **કેવો**? ડાહ્યો. માણસ **કેવો**? જોરાવર. ચોપડી **કેટલી**? બે. પેન **કેટલી**? ત્રણ. એ પ્રમાણે એ જુદા પડતા બોલોની **જાતથી** હરકંઈ કેહેલું હોય તે **કેવું** છે તે, તથા તે એક, બે, ત્રણ કે દશ કે સો કે હજાર એ રીતે તેની **સંખ્યા કેટલી** છે તે જણાવે છે. માટે એવા બોલને **વિશેષણ** કેહેવાય છે.

---

## क्रियापद.

———ooo———

"શિ.—તે બેસે છે, બળદ ઉઠે છે, તે ખાય છે, ગાય દોડે છે, છોકરી લખે છે, દલપત વાંચે છે. એ જાતના બોલ આપણા બોલવામાં ઘણા આવે છે. એવા બોલ સાંભળવાથી તમને શી સમજ પડે છે? વિ.—એવા બોલ સાંભળતાં કોઇ કાંઈ કરતું હોય એમ સમજાય છે. શિ.—બરાબર. તે શું કરેછે? બેસે છે. બળદ શુ કરેછે? ઉઠે-છે. તેઓ શું કરે છે? ખાય છે. ગાય શું કરેછે? દોડે છે. છોકરી શું કરેછે? લખેછે. દલપત શું કરેછે? વાંચેછે. એ રીતે કોઈ જીવ કે બીજુ કંઈ શું કરેછે તે એવા બોલથી જણાય છે માટે એવી જાતના બોલને ક્રિયાપદ કહે છે. એવા કેટલાક બોલ હર કાંઈ 'છે' કે 'થાયછે' એમ પણ બતાવે છે "જેમકે છોકરો છે, તું છે, કામ થાય છે વગેરે."

"પુનરાવર્તન—પ્રશ્ન.—જે બોલની જાતને ક્રિયાપદ કહે છે તેવા બોલોથી શું સમજાય છે? ઉત્તર—હરકોઇ જીવ વસ્તુ વગેરે કેવી હાલતમાં છે અથવા શું કરેછે તે;વગેરે."

૭.'બેસેછે' 'ઉઠેછે' 'ખાયછે' 'દોડેછે' 'વાંચેછે' 'લખેછે' એવા બોલ આપણે આગળ કહી તે કોઈ જાતમાં આવતા નથી. એ જાતના બોલ હરકોઈ વસ્તુ કે જીવ કેવી સ્થિતિમાંછે અથવા શું કરેછે, એમ બતાવેછે. 'કરવું' 'જવું' 'ઊંઘવું' 'ભણવું' 'જમવું' એ બોલોપણ કોઈ માણસ કે વસ્તુ શું કરેછે તે બતાવેછે. 'ગયો' 'આવ્યો' 'સૂતો' 'કીધું' 'પકડયો' એ પણ એ જાતના બોલછે. એવા બોલને क्रियापद કહેવાયછે.

———

## અવ્યય.

———*000*———

"શિ.—છોકરાઓ, આપણે શબ્દની ચાર જાતો માટે વાત કરી, તે **જાતોનાં** નામ શું? **વિ.**—સાહેબ. **નામ, સર્વનામ, વિશેષણ,** અને **ક્રિયાપદ.** **શિ.**—બરાબર. **એ ચાર જાત** તમને બરાબર ઓળખતાં આવડી એટલે માત્ર પાંચમી **જાત** જાણવી બાકી રહી તેને **અવ્યય** કહેવાય છે. **જે** બોલ આગળ કહી ગયા તે ચાર જાતમાં આવતા નથી તે **અવ્યય** કહેવાય છે. તે **ત્યાં** જાય છે. મારે **નીચે** જવું છે. હું **અને** તમે તેની **અગાઉ** જઇશું. કહો છોકરા, એમાં **અવ્યય** અથવા આગળ ચાર **જાતમાં** ન આવેલા **બોલ** કયા છે? **વિ.**—સાહેબ **ત્યાં, નીચે, અને, અગાડી.** **શિ.**—બરાબર. જેમ **વિશેષણ, નામનો** ગુણ બતાવે છે તેમ **અવ્યયના** કેટલાક **બોલ ક્રિયાપદનો** ગુણ બતાવે છે. જેમકે ઉપરના દાખલામાં, જાય છે **ક્યાં? ત્યાં.** જવું છે **ક્યાં? નીચે.** ઇત્યાદિ. કેટલાક બોલ જાણે એકને બીજાસાથે **જોડતા** હોય તેમ જણાય છે; જેમકે, ખડીઓ **અને** કલમ. ચોપડી **અને દફતર.** હું **તથા** તે વગેરે. વળી એમાં કેટલાક બોલ તો આપણે હરખમાં અને દુઃખમાં એકદમ બોલીએ છીએ, તેવા હોયછે; જેમકે, **અરેરે!** હાય **હાય! અહાહાહા!! અધધધ!** ઇત્યાદિ."

"**પુનરાવર્તનઃ—પ્રશ્ન.—ક્રિયાપદનો** ગુણ બતાવનાર બોલોમાંથી થોડા કહી બતાવો? **ઉ.—ક્યાં, જ્યાં, ત્યાં, આજ, કાલ એમ, તેમ,** વગેરે. **પ્ર.—સંબંધ** બતાવનારમાંથી થોડાએક બોલી દેખાડો? **ઉ.—અને, તથા, કે, જોડે, અગાઉ** વગેરે. **પ્ર.—હરખ શોકમાં** બોલાઇ જનારા થોડા બોલો? **ઉ.—અરર! અહોહો! અધધ! હાય હાય! વાહ, વાહ** ઇત્યાદિ; ઇત્યાદિ—"

———

૮. આપણે બોલની ચાર જાત વિશે કહી ગયાઃ—નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ. આપણે બોલીએછીએ તેમાંના ઘણા ખરા બોલ એ ચારમાંની એક જાતના હોય છે. પણ કેટલાક બોલ એ ચારમાંની એકે જાતમાં આવતા નથી. એવા બોલની જાતનું નામ અવ્યયછે. એ મળી આપણા બોલવામાં જે બોલ આવેછે. તે સઘળાની **પાંચ જાત**થાયછે.'અને''તથા''ઉપર''નીચે''આજ''કાલ' 'એમ''તેમ''જેમ' 'અરર''અધધધ' 'અહોહો!' વગેરે બોલ આ જાતમાં આવેછે. જેમ વિશેષણ નામ નો ગુણ બતાવે છે તેમ એમાંના કેટલાક ક્રિયાપદનો ગુણ બતાવે છે. જેમ કે તે **આજ** આવશે; તેને**ત્યાં** જવુંછે તેને **એમજ** કરવું. કેટલાક બે બોલને જોડેછે; તું મારી'નીચે' બેસ;હું 'અને' તું જઇશું. કેટલાક હરખ અથવા દુઃખમાં બોલાઈ જનારા હોયછે જેમ કે 'અરર' ! એ શું થયું. 'અહાહા' ! કેવી મજા પડેછે ઈ.

---

# प्रकरण बीजुं.

## नाम.

—०००—

"શિ.—શબ્દોની **પાંચ** જાત વિશે તમે શીખ્યા અને તે હવે તમે ઝટ પારખી શકોછો. હવે એ **જાતો** વિશે તમારે વધારે જાણવું જોઇએ. પ્રથમ આપણે **નામ** વિશે વાત કરીએ. જુઓ હું, **બાપુ, રામો, વિઠલ, સુરત,** ગંગા, **એ** નામો બોલુંછું અને **ચોપડી ખડીઓ,કલમ** એ **નામો** બોલુંછું, તેમાં તમને કઈ **તફાવત** લાગેછે? વિ.—સાહેબ. **ચો-**

"પડી, ખડીઓ અને કલમ એ બોલ આપ બોલો છો ત્યારે ગમે તે ચોપડી કે ખડીઓ અથવા કલમ સમજાય છે; પણ આપ જ્યારે બાપુ, રામો કે વિઠલ વગેરે બોલ બોલોછો ત્યારે તે એકજ માણસ કે જગાનું નામ છે એમ સમજાય છે. શિ—બરાબર. એ ઉપરથી નામની જાતો ઠરેછે. દરેક જગાનાં અને માણસનાં નામ જુદાં જુદાં હોય છે, એવાં જે નામથી અમુક એકજ પ્રાણી પદાર્થ વગેરે ઓળખાય તેવાં નામોને વિશેષનામ કહેવાં. ખડીઓ, ચોપડી, કલમ, એવાં જે નામોથી અમુક એકજ વસ્તુ વગેરે ન ઓળખાતાં તે જાતનાં સઘળાં સમજાય છે તેવાં નામોને સામાન્યનામ કહેવાં. હવે હું બીજાં કેટલાંક નામ બોલું છું; જેમ દયા, સુખ, દુઃખ, ગુસ્સો, ડહાપણ, ગળપણ, કડવાશ, ખટાશ વગેરે, એ નામો ઉપર કહ્યાં તેનાંથી કયી બાબતમાં જુદાં પડેછે? વિ—એ નામો જેનાંહોયછે તેને આપણે નજરે જોઈ શકતા નથી, પણ તે વિશે આપણા મનમાં કંઈ લાગે તેનાં નામ હોય એમ દેખાય છે. શિ.—બરાબર. આપણે કોઈ માણસને જોઈ દયા ઉપજેછે. તે સુખી હોય તો સુખ અને દુઃખી હોય તો દુઃખ એ બોલ સમજીએ છીએ. વળી કોઈ જણસ આપણે ચાખીએ ત્યારે તે કડવી કે ખારીકે ગળી લાગેછે તે ઉપરથી આપણે કડવાશ, ખારાશ, અને ગળપણ સમજીએ છીએ; એવાં પ્રાણી પદાર્થ વગેરેના ગુણનાં નામને ભાવવાચક કે ગુણવાચક નામ કહેવાં."

"પુનરાવર્તનઃ—પ્ર.—નામનીકેટલી જાતછે અને તે કયી કયી? ઉ.—ત્રણ.૧ વિશેષનામ,૨ સામાન્યનામ, ૩ ભાવવાચક નામ. પ્ર.—વિશેષનામ કોને કહેવું? એકજ માણસ કે જગાનાં નામને વિશેષનામ કહેવું; જેમકે, હરગોવિંદ, મૂળભાઈ, કેશવજી, ભરૂચ, નર્મદા, ગોદાવરી

"વગેરે. પ્ર.—**સામાન્યનામ** કોને કહેવું? ઉ.—જે નામ ઉપરથી **અમુક એકજ** પ્રાણી પદાર્થ વગેરે ન ઓળખાતાં તે જાતનાં બધાં તે **એકજ** નામે ઓળખાય તેવાં સઘળાં નામોને **સામાન્યનામ** કહેવાય; જેમકે, **ઘર, ગામ, ખરસાણી માટી, નળિયાં** ઇત્યાદિ. **પ્ર.—ભાવવાચક** નામ તે કેવાં? ઉ.—હરકોઈ પ્રાણી, પદાર્થ વગેરેનાં **ગુણનાં** કે **ભાવનાં** જે નામ તે **ભાવવાચકનામ** ; જેમકે, **ભલમનસાઈ, સદગુણ, માયા, હેત** વગેરે ; વગેરે."

---

૯ બાપુ, રામો, વિઠ્ઠલ, ગોવિંદ, સુરત, ગોદાવરી એ નામો ઉપરથી એકજ માણસ કે જગા ઓળખાયછે ; પણ ચોપડી કહેવાથી ગમેતે ચોપડી, ઘર કહેવાથી ગમે તે ઘર, અને સુતાર કહેવાથી ગમેતે સુતાર સમજાય છે. એવાં નામોથી તે એકજ સમજાતું નથી, પણ તે જાતનાં સઘળાં સમજાય છે ; એ ઉપરથી નામની જાત ઠરે છે, વિશેષનામ અને સામાન્યનામ.

૧૦ અમુક એકજ જગા કે માણસનાં નામને વિશેષનામ કહેવાય છે, કેમકે એવાં નામથી જે માણસ કે જગાનું તે નામ હોય તેજ માત્ર સમજાયછે ; જેમકે જમનાદાશ, મથુરાંદાશ, લક્ષ્મિ, કાવેરી, ગંગા, મુંબઇ, મથુરાં, વગેરે-

૧૧ કોઇ એક નામથી તે જાતનું કોઈ એક નક્કી નહિ પણ 'ગમેતે' સમજાય, તો તેવાં નામને સામાન્ય નામ કહેવું; જેમકે, કાણબી, ખજૂર, ઘઉં, ઇ. એમાં કણબી કહેવાથી તેની આખી જાતમાં 'ગમેતે' કણબી, 'ખજુર' કહેવાથી 'ગમેતે' જાતનું 'ખજુર,' ઘઉં કહે-

વાથી 'ગમેતે' જાતનાં ઘણું સમજાય છે માટે એવાં નામોને સામાન્યનામ કહેવાયછે.

૧૨ ઉપર કહ્યાં તે સિવાય કેટલાંક નામ એવાં હોય છેકે, તે જેનું નામ હોય છે તે આપણા જોવામાં આવતું નથી, પણ તેના ગુણની આપણાં મનમાં જે લાગણી થાય તેનાં નામ હોય છે, એવાં નામને ગુણવાચકનામ કે ભાવવાચકનામ કહેવાયછે. કોઇ દુઃખી માણસને જોઈ આપણને 'દયા' ઉપજે છે, તે દયાને આપણે દેખતા નથી, પણ આપણા મનમાં એવી જે લાગણી થાય તેનું તે નામછે, માટે દયા એ ગુણવાચક નામછે; એજ પ્રમાણે ગરીબાઈ, સુખ, દુઃખ, મીઠાશ, ભુંડાઈ વગેરે. કોઈ વસ્તુને ચાખવાથી તેના જે સ્વાદ માલમ પડે છે, તેનાં નામ પણ આ જાતમાં આવે છે; જેમકે, કડવાશ, ખારાશ, તીખાશ, તુરાશ, વગેરે.

---

## નામની જાતિ.

——000——

"શિ—ગોપાળ, જમનાદાશ, મગન એ નામો અને ગંગાબાઈ, જમના, લલિતા, એ નામોમાં કંઈ તફાવત સમજાય છે? વિ.—હા, સાહેબ. પેહેલાં ભાઈડાનાં અને પાછલાં બાઈડીનાં નામ છે. શિ.—ઠીક. ઘોડો, કૂતરો, બિલાડો, કાંકરો, એ નામો અને ઘોડી, કૂતરી, બિલાડી, કાંકરી, એ નામોમાં કંઈ તફાવત સમજાય છે? વિ.—હા, સાહેબ. માણસને માટે આપે પૂછ્યું ત્યારે તો અમે ભાઇડાં અને બાઈડીનાં નામ છે એમ કહ્યું; પણ આ

"બીજાં પ્રાણી અને પદાર્થનાં નામને **ભાઈડા** તથા **બાઈડીને** બદલે શું કહેવું તે અમને જડતું નથી. શિ.—સાંભળો, હું કહુંછું. જે નામો ભાઇડાનાં જેવાં સમજાય તે **નરજાતિના,** અને જે બાઇડીનાં જેવાં લાગે તે **નારીજાતિનાં** કહેવાય. વારૂ, **છોકરૂં, ગધેડું,** કુતરૂં, ઠીકરૂં, ગામડું, એ નામોથી શું સમજાય છે? વિ—સાહેબ, એતો ઉપર કહ્યાં તેમાંનાં એકે જેવાં નથી. ભાઇડા કે બાઇડી કોઇનીપેઠે બોલાતાં નથી. શિ.—હા. એવાં જે નામો ભાઇડા કે બાઇડી એકેનાં જેવાં નથી તે **નાન્યતરજાતિનાં** કહેવાય છે. એવી-રીતે કોઈ નામ આપણે સાંભળીએ ત્યારે તે **નરજાતિનું, નારીજાતિનું** કે **નાન્યતરજાતિનું** છે એમ સમજાય, તેને તે નામની જાતિ કહેવાય છે. એ જાતિ બરાબર નક્કી કરવાને તે **નામને કેવો, કેવી,** કેવું લગાડી જોવું, જો **કેવો** લાગેતો **નરજાતિ, કેવી** લાગેતો **નારીજાતિ,** અને **કેવું** લાગે તો **નાન્યતરજાતિ** જાણવી. કહો ઉંદર, હાથી, ધજા, લેખણ, ગુંદર, દુધ, ઘી એ નામો કયી કયી **જાતિનાં** છે? વિ.—ઉંદર **કેવો?** હાથી **કેવો?** ગુંદર **કેવો?** એનામો ને **કેવો** લાગેછે માટે **નરજાતિનાં;** ધજા **કેવી?** લેખણકેવી? એ નામોને **કેવી** લાગેછે માટે એ **નારીજાતિના;** અને ઘી **કેવું?** દૂધ **કેવું?** એ નામોને કેવું લાગે છે માટે **નાન્યત-રજાતિનાં** છે."

"**પુનરાવર્તનઃ**—પ્ર.—નામની જાતિ તે શું? ઉ.—હરકોઈ નામ ઉપરથી તે ભાઈડા કે બાઈડીની પેઠે બોલાય છે કે એકેની પેઠે બોલાતું નથી એમ સમજાયછે તે. પ્ર.—**નરજાતિનાં, નારીજાતિનાં,** અને **નાન્યતરજાતિનાં** નામ એટલે શું? ઉ.—જે નામ ભાઇડાનાં જેવાં બોલાય તે **ન-રજાતિનાં,** બાઇડીનાં જેવાં બોલાય તે **નારીજાતિનાં** અને એ બેમાંથી એકેનાં જેવાં ન હોય તે **નાન્યતરજાતિનાં**

કહેવાય છે. પ્ર.—જાતિ નક્કી કરવાને શું કરવું? ઉ.—જે નામની જાતિ જાણવી હોય તેને કેવો, કેવી અને કેવું લગાડી જોવાં; જોકેવો લાગે તો નરજાતિ, કેવી લાગેતો નારીજાતિ, અને કેવું લાગે તો નાન્યતર જાતિનું જાણવું; વગેરે."

---

૧૩ 'મગન,' 'ઘોડો,' 'પથ્થર,' 'વડ,' એવાં નામો 'ભાઇડાનાં' નામ હોય તેનાં જેવાં બોલાય છે; 'ગંગા,' 'ઘોડી,' 'જૂ,' 'માટી.' 'લેખણ,' એવાં નામો 'બાઇડીનાં' જેવા હોય એમ દેખાયછે; અને 'બાળક,' 'દૂધ,' 'ઘી,' 'દહીં,' એવાં નામ, 'ભાઇડો' કે 'બાઇડી' એકેની પેઠ બોલાતાં નથી, એ ઉપરથી નામની જાતિ ઠરે છે,

૧ નરજાતિ. ૨ નારીજાતિ. ૩ નાન્યતર જાતિ.

૧૪ મગન, મોહનલાલ, ગીરધર. હાથી, બળદ એવાં નામો 'ભાઇડાનાંજેવાં' બોલાય છે માટે નરજાતિનાં કહેવાયછે. ગંગા, તાપી, નર્મદા, ચોપડી, કૂતરી, એવાં નામો 'બાઇડીનાંજેવાં' બોલાય છે માટે નારિજાતિનાં કહેવાય છે. બાળક, પાણી, ગાડું, બિલાડું, એવાં નામો નર કે નારી એકેની પેઠ બોલાતાં નથી, એવાં નામ નાન્યતરજાતિનાં કહેવાય છે.

૧૫. હર કંઇ નામ કયી જાતિનું છે તે નક્કી કરવાને 'કેવો,' 'કેવી', અને 'કેવું' લગાડી જોવું; 'કેવો' લાગે તો નરજાતિનું, 'કેવી' લાગેતો નારીજાતિનું, અને 'કેવું' લાગે તો નાન્યતર જાતિનું જાણવું. મગન કેવો? મોહનલાલ કેવો? ઘોડો કેવો? પથર કેવો? વડ કેવો? એ નામોને 'કેવો' લાગેછે માટે નર

જાતિનાં; ગંગા કેવી? ઘોડી કેવી? જૂ કેવી? માટી કેવી? લેખણ કેવી? એવાં નામોને કેવી લાગેછે માટે નારીજાતિનાં; અને બાળક કેવું? દૂધ કેવું? ઘી કેવું? દહીં કેવું? એવાં નામોને 'કેવું' લાગેછે માટે નાન્યતરજાતિનાં છે.

---

## નામનાં વચન.

———ooo———

"શિ.—છોકરો, ઘોડો, બકરૂં, ઘેટું ને બદલે છોકરા ઘોડા, બકરાં, અને ઘેટાં બોલવાથી સમજવામાં શું ફેર પડેછે? વિ.—છોકરો, ઘોડો, બકરૂં અને ઘેટું બોલવાથી દરેક એકેક છે એમ અને છોકરા, ઘોડા, બકરાં અને ઘેટાંથી તેઓ એકકરતાંવધારે છે એમ સમજાયછે. શિ.—બરાબર. એવી રીતે હરકોઈ નામ લેતાં તે એક છે કે એક કરતાંવધારે તે સમજાયછે, તેનેનામનાં વચન કહેવાય છે. જ્યારે તે નામ એકજ હોયત્યારે એકવચનમાં અને એકથી વધારે હોય ત્યારે બહુવચનમાં છે એમ કહેવાય છે. છોકરી, છોકરીઓ; ચોપડી ચોપડીઓ; હાથી હાથીઓ; કહો વારૂ, એ નામોનાં એકવચનને બદલી બહુવચન બોલતાં કંઈ ફેરફાર થયોછે? વિ.—હા, સાહેબ. બહુવચનમાં બોલતી વખત પાછળથી 'ઓ' વધારવામાં આવ્યો છે. શિ.—બરાબર. એ પ્રમાણે કોઈ નામનું બહુવચન કરવું હોય ત્યારે 'ઓ' લગાડવામાં આવેછે; પણ જેને છેડે 'ઓ' હોયછે એવાં કેટલાંક નામોનું બહુવચન કરતી વખત 'ઓ' નો 'આ' કરી પછી 'ઓ' લગાડવામાં આવેછે જેમકે છોકરો, છોકરાઓ; ઘોડો, ઘોડાઓ વગેરે. વળી જેને છેડે 'ઉં' હોયછે એવાં કેટ-

"લાંકનું બહુવચન કરતી વેળા 'ઉ'ને બદલે 'આં' કરી પછી 'ઓ' લગાડાય છે; જેમકે, ઘોડું ઘોડાંઓ, છોકરૂં છોકરાંઓ, ઇત્યાદિ. "વગેરે."

"પુનરાવર્તનઃ— પ્ર.—નામનાં વચન તે શું ? ઉ.–હરકોઇ નામ ઉપરથી તે એક છે કે એક કરતાંવધારે એમ સમજાય તેને નામનાં વચન કહેવાય છે. પ્ર.— વચન કેટલાં છે અને તે કયાં ? ઉ.–બે. એકવચન અને બહુવચન. પ્ર.– કોઇનામ એકવચન અને બહુવચનમાં ક્યારે કહેવાય? ઉ.– જ્યારે તે નામ ઉપરથી તે એક છે એમ સમજાય ત્યારે એકવચનમાંઅને એક કરતાં વધારે છે એમ સમજાય ત્યારે બહુવચનમાછે એમ કહેવાયછે. પ્ર. નામનું બહુવચન કેવી રીતે થાયછે? ઉ. તે નામને 'ઓ' લગાડવાથી. જેને છેડે 'ઓ' હોય તેવાં કેટલાંકને તો તે 'ઓ' નો 'આ' કરીને અને 'ઉ' હોયતો 'આં' કર્યા પછી'ઓ' લગાડવો પડેછે; વગેરે."

---

૧૬. હરકોઇ નામ લેતાં તે એક છે કે એકથી વધારે એમ આપણે સમજીએ છીએ. 'છોકરો' કહેવાથી એક છોકરો પણ 'છોકરાઓ' કહેવાથી એક કરતાં વધારે છોકરા સમજાયછે. એ ઉપરથી નામનાં વચન ઠરે છે. જ્યારે એકજ સમજાય ત્યારે एकवचन અને એક કરતાં વધારે સમજાય ત્યારે તેનામ बहुवचनમાંછે એમ કહેવાયછે. ઘોડી, છોકરો, ચોપડી, પાટીઉં, એ સઘળાં નામ 'એકવચનમાં' છે અને ઘોડીઓ, છોકરાઓ, ચોપડીઓ, પાટીઆંઓ એ 'બહુવચનમાં' છે.

૧૭. પાટી, પાટીઓ; હાથી, હાથીઓ; કણબી, કણબીઓ; એપ્રમાણે નામને બહુવચનમાં બોલવું હોય ત્યારે 'ઓ' લગાડવો પડેછે; પણ 'છોકરો,' 'છોકરાઓ;'

'ઘોડો,' 'ઘોડાઓ,' એવાં જે નામને છેડે 'ઓ' હોય તેવાં કેટલાંકનું બહુવચન કરતી વેળા 'ઓ' નો 'આ' કર્યાપછી બહુવચનનો 'ઓ' લગાડાયછે: અને છોકરૂં, છોકરાંઓ; કૂતરૂં, કૂતરાંઓ; એવાં જેને છેડે 'ઉં' હોયછે, તેવાં કેટલાંકનું બહુવચન કરતી વખત તે 'ઉં' નો 'આં' કર્યા પછી 'ઓ' લગાડાય છે.

૧૮. પાણી, દૂધ, દહીં, ઘી, એવા કેટલાક પ્રવાહી પદાર્થો તથા ગોળ, મીઠું, ખાંડ, હળદર, આદુ એવાં બીજાં નામો એક વચનમાંજ રહેછે. ઘઉં, ચોખા, અડદ, મરી, ચણા, એવાં નામો ઘણું ખરૂં બહુવચનમાંજ વપરાયછે. એવા નામો એક વચનમાં હોય ત્યારે તેને જાતિ પ્રમાણે 'કેવો,' 'કેવી,' 'કેવું,' લાગેછે; અને બહુવચનમાં હોય ત્યારે જાતિ પ્રમાણે 'કેવા,' 'કેવી' 'કેવાં' લાગેછે જેમકે પાણી 'કેવું;' દૂધ 'કેવું?' ગોલ 'કેવો?' મીઠું કેવું? મરી 'કેવાં?' ચણા 'કેવા?'

---

## નામની વિભક્તિ.

———ooo———

" શિ.—ગોવિંદ લખેછે, ગોવિંદને મારે છે. ગોવિંદે ચોપડી વાંચી. ગોવિંદનેમાટે ચોપડી આણી. ગોવિંદ થી ચોપડી વંચાશે. ગોવિંદની ચોપડી ક્યાં ગઇ? ગોવિંદ માં શું ડહાપણ છે! એમાં કયું નામ વારેવારે આવે છે? વિ.—ગોવિંદ. શિ.—ઠીક. પણ સઘળે ઠેકાણે માત્ર ગોવિંદ બોલાતું નથી, પણ તેને કોઇ ઠેકાણે ને, કોઇ ઠેકાણે 'નેમાટે' કોઇ ઠેકાણે 'થી', કોઇ ઠેકાણે 'ની' એવા અક્ષર લગાડેલા છે; તે ન બોલીએ તો કંઇ સમજાય છે

"ખરૂં? **વિ.**—ના, સાહેબ. એવું આપણે બોલતા પણ નથી. **શિ.**—હા. હવે એ અક્ષરો સાથે નામ હોય ત્યારે શું સમજાય છે? **વિ.**—માત્ર'**ને**''**નેમાટે**' '**થી**'એ છુટા હોય ત્યારે તો કાંઇ અર્થ સમજાતો નથી; પણ જ્યારે તેઓ નામની સાથે હોય ત્યારે કંઈ સમજાય છે ખરૂં. **શિ.**—હા, એવા અક્ષરોને **પ્રત્યય** કહેવાય છે. ઊપરના '**ને**, '**થી**' વગેરે પ્રત્યય નામને લગાડવાથી જુદા જુદા અર્થ સમજાય છે તેને નામની **વિભક્તિ** કહેવાય છે;અને એ પ્રત્યયોને**વિભક્તિ** ના **પ્રત્યય** કહેવાય છે. એવા **પ્રત્યય** સાથે કે સિવાય નામ હોય તેને નામનુ **રૂપ** કહેવાય છે- વિભક્તિઓ ઓળખવાને તેનાં **પહેલી**, **બીજી**, **ત્રિજી**, **ચોથી**, **પાંચમી**, **છઠ્ઠિ**, અને **સાતમી** એવાં નામ આપેલાં છે. કહો ત્યારે એ સાત **વિભક્તિ** તે શું? **વિ.**—આપે કહ્યું તેમ જુદા જુદા **પ્રત્યય** લગાડવાથી નામના એવા જુદા જુદા **અર્થ** સમજાય તે.**શિ.**—બરાબર.જ્યારે નામનું **રૂપ** પ્રત્યય સિવાયનું હોય ત્યારે **પેહેલી**, જ્યારે '**ને**' પ્રત્યય લાગે ત્યારે **બીજી**, '**એ**' હોય ત્યારે **ત્રીજી**, '**નેમાટે**' હોય તો **ચોથી**, '**થી**' કે '**થકી**' હોય ત્યારે **પાંચમી**, '**નો**' '**ની**' '**નું**' '**ના**' અથવા '**નાં**' હોય ત્યારે **છઠ્ઠિ**, અને '**માં**' હોય ત્યારે **સાતમી વિભક્તિ** કહેવી. કહો વારૂ, **છોકરા** અહિઆં આવ. એમાં **છોકરા** એ નામને કયી **વિભક્તિ** છે? વિ.—સાહેબ,એ કયી **વિભક્તિ** છે તે સમજાતું નથી,જો **પહેલી** હોત તો **એકવચનમાંછે** માટે છોકરો બોલાત તોપણ તેનેબદલે આ ઠેકાણે તો **છોકરા** છે.**શિ.**—એ આપણે કહી ગયા તે **સાત વિભક્તિથી** જુદા છે, એને **સંબોધન** કહેવાય છે, જ્યારે આપણે કોઇને નામ દઇને બોલાવીએ ત્યારે તે નામ એ **વિભક્તિમાં** હોય છે. કહો ઉપરના દાખલામાં **છોકરો** એ કયી **વિભક્તિમાં** છે? **વિ.**—**સંબોધન વિભક્તિમાં**. શિ.—છોકરો તથા છોકરી એ બ

"નામને **બીજી વિભકિત** તથા **બહુવચન** લગાડો? **વિ.–છોકરાઓને, છોકરીઓને.** શિ.–કહો, એમ કરતાં કંઈ તફાવત લાગે છે? વિ.—હા સાહેબ. પહેલામાં **છોકરોને** બદલે **છોકરા** કરવું પડે છે, પણ **છોકરી** એ શબ્દમાં તો કાંઈ ફેર પડતો નથી. શિ.—હા. એ ઉપરથી સઘળાં નામના બે **ભાગ** પડે છે; **જે** નામોમાં એવો ફેરફાર થાય છે તે **પહેલા પ્રકાર** (ભાગ) નાં અને જેમાં ફેરફાર નથી થતો તે **બીજા પ્રકારનાં** નામ કહેવાય છે."

"**પુનરાવર્તન:—પ્રશ્ન.—પ્રત્યય** એટલે શું? **ઉત્તર.—છુટા** હોય ત્યારે કાંઈ અર્થ સમજાય નહિ પણ બીજા **શબ્દની** જોડે આવ્યાથી તેને જુદા જુદા **અર્થમાં** આણે એવા કેટલાક **અક્ષર**ને કે **અક્ષરના જથા**ને પ્રત્યય કહેવાય છે. પ્ર.—વિભકિત તે શું? **ઉ.**—નામને જુદા જુદા પ્રત્યય લાગવાથી તેના જુદા જુદા અર્થ સમજાયછે તે. પ્ર.—કોઈ **શબ્દનું રૂપ** એટલે શું? જુદા જુદા **પત્યય સાથેના** કે **સિવાયના** શબ્દને તે શબ્દનું **રૂપ** કહેવાય. પ્ર.—**વિભકિત** કેટલી છે અને તેને ઓળખવાને શું શું **નામ** આપેલાં છે. **ઉ.—સાત. પહેલી, બીજી, ત્રીજી ચોથી, પાંચમી, છઠી, સાતમી.** પ્ર.—એ સાત સિવાય બીજી કોઈ **વિભકિત** છે, અને છે તો કયારે વપરાય છે? **ઉ.**—હા. **સંબોધન.** જયારે આપણે કોઈને નામ દઈ બોલાવીએ ત્યારે તે બોલાવેલું **નામ** એ **વિભકિતમાં** હોય છે. પ્ર.—સઘળાં નામના બે **પ્રકાર** શા ઉપરથી પડેછે? **ઉ.**—કેટલાંક નામનાં રૂપમાં વિભકિત અને બહુવચનના પ્રત્યય લગાડવાસારૂ **ફેરફાર** કરવો પડે છે અને કેટલાંકમાં ફેરફાર કરવો પડતો નથી તે ઉપરથી. પ્ર.—કેવો ફેરફાર કરવો પડે છે અને એ ઉપરથી નામના **પ્રકાર** થાય છે તેનાં શાં નામ છે? **ઉ.**—કેટલાંક નામને **વિભકિત** કે

બહુવચનના પ્રત્યય લગાડવાસારૂ 'ઓ' નો "આ' કે 'ઉ' નું 'આં' કરવું પડે છે તે પેહેલા પ્રકારનાં; અને જેમાં એવો કાંઇ ફેરફાર કરવો પડતો નથી તે બીજાપ્રકારનાં કહેવાય. પ્ર.—પહેલાપ્રકારનાં અને બીજાપ્રકારનાં નામના થોડા દાખલા આપો? ઉ.—ખડીઓ, ઘોડો, લાકડું, છોકરૂં એ પહેલાપ્રકારનાં; અને લાડુ, ઘી, ચોપડી, એ બીજાપ્રકારનાં છે. વગેરે"

---

૧૯. છોકરો, છોકરાને, છોકરાએ, છોકરાનેમાટે, છોકરાથી, એ સઘળે ઠેકાણે છોકરો એ નામ છે પણ તે સિવાય 'ને', 'એ,' 'ને માટે,' 'થી,' એ સઘળા અક્ષરો ને પ્રત્યય કહેવાય છે. એ પ્રત્યય છુટા હોય ત્યારે તો કંઇ બરાબર અર્થ સમજાતો નથી, પણ જ્યારે કોઇ શબ્દની જોડે આવે ત્યારે તે શબ્દને જુદા જુદા અર્થમાં આણેછે. છોકરાને લાવ, છોકરાથી થયું, છોકરાની ચોપડી છે. એમાં 'ને', 'થી' અને 'ની'એ પ્રત્યયો ન હોયતો આપણી કહેવ[illegible] મતલબ બરાબર સમજાય નહિ. નામની જોડે એવા પ્રત્યય આવી તેના અર્થમાં ફેર પાડેછે તેવા પ્રત્યયો ને વિભક્તિના પ્રત્યય કહેવાય છે. અને એ પ્રત્યયોથી નામના જે જુદા જુદા અર્થ થાય છે તેને નામની વિભક્તિ કહેવાયછે. એવા પ્રત્યય સાથેના કે સિવાયના શબ્દને તે શબ્દનું રૂપ કહેવાયછે.

૨૦. વિભક્તિઓ સાત છે. એ સાતને ઓળખવાને તેનાં પેહેલી, બીજી, ત્રિજી, ચોથી, પાંચમી, છટ્ટિ અને સાતમી એવાં નામ આપેલાં છે. કોઇ પણ પ્રત્યય સિ-

વાચનું નામ પેહેલી વિભક્તિમાં હોયછે. જયારે 'ને' પ્રત્યય લાગે ત્યારે બીજી; 'એ' હોય ત્યારે ત્રિજી; 'નેમાટે' 'નેવાસ્તે' અથવા 'નેસારૂ,' હોય ત્યારેચોથી;'થી' કે 'થકી' હોય ત્યારે પાંચમી; 'નો' 'ની,' 'નું', 'ના' કે 'નાં' હોય ત્યારે છઠ્ઠિ; અને 'માં' પ્રત્યય હોય ત્યારે તે નામ સાતમી વિભક્તિમાં છે, એમ કહેવું. એસિવાય કોઈને આપણે બોલાવતા હોય ત્યારે આઠમી વિભક્તિ વપરાય છે તેને સંબોધન કહેવાયછે. બોલાવેલું નામ એ વિભક્તિમાં હોયછે. કલ્યાણ, તું કાલ આવજે, એમાં કલ્યાણ, એ નામ સંબોધન વિભક્તિમાં છે. નામને વિભક્તિ અને બહુવચનના પ્રત્યયો આ જોડેના કોષ્ટક પ્રમાણે લાગેછે; એમાં બહુવચનનો પ્રત્યય 'ઓ' હમેશાં વિભક્તિના પ્રત્યયની આગળ હોયછે; તેમજ વિભક્તિના પ્રત્યય એકવચન અને બહુવચનમાં સરખા રહેછે.

---

☞ એ કોષ્ટકમાં છઠ્ઠિ વિભક્તિમાં ની, નું, ના, નાં, લખ્યા છે તે, તે નામની સાથે વાંચવા; જેમકે, ઘરની, ઘરનું, ઘરના, ઘરનાં; રાજાની, રાજાનું, રાજાના, રાજાનાં ઈ૦. વળી, ચોથી અને પાંચમી વિભક્તિમાં પણ એમજ વાંચવું, જેમકે, ઘરને માટે, ઘરનેવાસ્તે, ઘરનેસારૂ ; રાજાનેમાટે, રાજાનેવાસ્તે રાજાનેસારૂ.ઘરથી,ઘરથકી;રાજાથી,રાજાથકી.

| વચન. | અકારાંત. | આકારાંત. | ઈકારાંત. | ઉકારાંત. | એકારાંત. | ઓકારાંત. | વિભકિત. |
|---|---|---|---|---|---|---|---|
| એક. | ઘર. | રાજા. | નદી. | પાટીઉ. | હરડે. | ઘોડો....... | પહેલી. |
| બહુ. | ઘરો. | રાજાઓ. | નદીઓ. | પાટીઆંઓ. | હરડે. | ઘોડાઓ. ... | |
| એક. | ઘરને. | રાજાને. | નદીને. | પાટીઆંને. | હરડેને. | ઘોડાને...... | બીજી. |
| બહુ. | ઘરોને. | રાજાઓને. | નદીઓને. | પાટીઆંઓને. | હરડેઓને. | ઘોડાઓને.. | (ને.) |
| એક. | ઘરે, ઘેર. | રાજાએ. | નદીએ. | પાટીઆંએ. | હરડેએ. | ઘોડાએ.... | ત્રીજી. |
| બહુ. | ઘરોએ. | રાજાઓએ. | નદીઓએ. | પાટીઆંઓએ. | હરડેઓએ. | ઘોડાઓએ. | (એ.) |
| એક. | ઘરનેમાટે. | રાજાનેમાટે. | નદીનેમાટે. | પાટીઆંનેમાટે. | હરડેનેમાટે. | ઘોડાનેમાટે.. | ચોથી. |
| બહુ. | ઘરો-નેમાટે. | રાજાઓ-નેમાટે. | નદીઓ-નેમાટે. | પાટીઆંઓ-નેમાટે. | હરડેઓ-નેમાટે. | ઘોડાઓ-નેમાટે..... | (નેમાટે.) |
| એક. | ઘરથી. | રાજાથી. | નદીથી. | પાટીઆંથી. | હરડેથી. | ઘોડાથી...... | પાંચમી. |
| બહુ. | ઘરોથી. | રાજાઓથી. | નદીઓથી. | પાટીઆંઓથી. | હરડેઓથી. | ઘોડાઓથી.. | (થી.) |
| એક. | ઘરનો, ની, નું, ના, નાં. | રાજાનો, ની, નું, ના, નાં. | નદીનો, ની, નું, ના, નાં. | પાટીઆંનો, ની, નું, ના, નાં. | હરડેનો, ની, નું, ના, નાં. | ઘોડાનો, ની, નું, ના, નાં... | છઠ્ઠી. |
| બહુ. | ઘરોનો, ની, નું, ના, નાં. | રાજાઓનો, ની, નું, ના, નાં. | નદીઓનો, ની, નું, ના, નાં. | પાટીઆંઓનો, ની, નું, ના, નાં. | હરડેઓનો, ની, નું, ના, નાં | ઘોડાઓનો, ની, નું, ના, નાં. | (નો ની નું-ના નાં.) |
| એક. | ઘરમાં. | રાજામાં. | નદીમાં. | પાટીઆંમાં. | હરડેમાં. | ઘોડામાં..... | સાતમી. |
| બહુ. | ઘરોમાં. | રાજાઓમાં. | નદીઓમાં. | પાટીઆંઓમાં. | હરડેઓમાં. | ઘોડાઓમાં.. | (માં.) |

હરડેનું બહુવચન રૂપ આઝું વપરાતું નથી. પણ તેને બદલે એકવચનનું રૂપ વપરાય છે.

ઊકારાત, એકારાંત, ઔકારાંત,વગેરે નામોને પણ ઘણું-ખરૂં આજપ્રમાણે પ્રત્યય લાગેછે માટે તે સઘળાં આપ્યાં નથી.

૨૨ ઉપરનાં કોષ્ટકમાં 'ઘોડો' તથા 'પાટીઉં' શબ્દોને વિભકતિ અને બહુવચનના પ્રત્યય લગાડતાં-પહેલાં 'ઓ' ને બદલે 'આ' અને 'ઉં' ને બદલે 'આં' થાયછે; પણ 'રાજા,' 'નદી,' 'હરડે,' વગેરે નામોમાં કાંઇ એવો ફેરફાર થતો નથી. એ નામોમાં તો કંઇપિણ ફેરફાર કર્યા સિવાય પ્રત્યય લગાડીએ છીએ. એ ઉપરથી સઘળાં નામના બે પ્રકાર થાય છે. ૧ જે નામોનાં રૂપમાં વિભક્તિ અને બહુવચનના પ્રત્યય લગાડવાસારૂ ફેરફાર કરવો પડે તે, પેહેલોપ્રકાર. ૨ જે નામોનાં રૂપમાં વિભકિત કે બહુવચનના પ્રત્યય લગાડવાસારૂ ફેરફાર કરવો પડતોનથી તે બીજોપ્રકાર. છોકરો, ઘોડો, બિલાડું, કૂતરો, કૂતરૂં, ગધેડો, ગધેડું, એવાં નામ પેહેલાપ્રકારનાં; અને ઘોડી, લાડુ, છોકરી, બિલાડી, કૂતરી, ગાય, ભેંસ, ચોપડી, એવાં નામ બીજાપ્રકારનાં કેહેવાં.

---

## સર્વનામ.

—ooo—

"શિ.—છોકરા, જ્યારે તું બોલતો હોય અને તારે પોતાને-માટે કંઇ બોલવું હોય ત્યારે કયો શબ્દ વાપરે છે? વારંવાર તારૂં નામ બોલે છે કે શી રીતે? વિ.—ના, સાહેબ. વારંવાર નામ બોલાતું નથી. સામા માણસનું નામ ઘણીવાર બો-

"લવામાં આવતું નથી તો મારું પોતાનું નામ મારાથી કેમ બો-લાય. મારે માટે બોલવું હોય ત્યારે મારાં નામને બદલે '**હું**' બોલુંછું. શિ.—બરાબર. એમજ **ગમેતે** માણસ બો-લે છે ત્યારે વારંવાર પોતાનું નામ લેતા નથી, પણ તે પોતા-નાં નામને બદલે 'હું' બોલેછે માટે 'હું' સર્વનામથી બો-લનાર માણસ સમજાય છે. અને એને **પહેલોપુરૂષ સર્વનામ** કહેવાય છે; જેને તે કહેતો હોય તેને '**તું**', કહે છે માટે '**તું**' એ **બીજોપુરૂષસર્વનામ**; અને જેને વિશે બોલતો હોય તેનાં નામને બદલે 'તે' વપરાય છે માટે 'તે' એ **ત્રીજોપુરૂષસર્વનામ** કહેવાય છે. વારૂ, **આ-પણ,આપ, પોતે** અને **કોણ** એ શબ્દો આપણે કયારે અ-ને કયાં નામને બદલે બોલીએ છીએ? વિ.—બોલનાર અ-ને સામો માણસ એ બંનેને માટે '**આપણ**' વપરાય છે. કો-ઇ મોટા માણસ સાથે વાત કરતાં તેને '**તું**' ને બદલે '**આપ**' કહિયે છીએ. બોલનાર, સાંભળનાર, કે જેને માટે બોલતા હોય તેને સ્પષ્ટ સમજવાને **પોતે** વપરાય છે, જેમ, તમે પોતે, હુંપોતે તેઓ પોતે, ઇ.; અને ઘણામાંથી નામ જાણ્યા સિવાય કોઇને માટે બોલીએ ત્યારે **કોણ** વપરાયછે **શિ.**-ઠીક.આ ચોપડીલાવ.પેલો માણસ કયાં ગયો?એમાં'**આ**' અને '**પેલો**' એ શબ્દો કેવા કહેવાય? **વિ.**—સાહેબ. ચોપડી **કયી**? **આ**. માણસ **કયો**? **પેલો**. એ રીતે એ શબ્દો **વિશેષણનીપેઠે** કોઇ નામને ઓળખાવતા હોય એમ દે-ખાયછે. **શિ.**—હા, એ શબ્દોની જોડે જ્યારે નામ હોય ત્યારે **વિશેષણજેવા**, પણ નામ ન હોય ત્યારે **સર્વનામ જેવા** હોય છે, એવાં સર્વનામને **વિશેષણ સર્વનામ** કહેવાય."

"**શિ.**—કહો વારૂ, **હું, તું**, તે, અને **અમે, તમે, તેઓ** એ ઉપરથી શું શમજાય છે? **વિ.**—પેહેલા ઉપરથી તે દરેક **અકેક**, અને બીજા ઉપરથી તે દરેક **એકકરતાંવધારે** છે

"એમ સમજાય છે. શિ.—એવું નામ ઉપરથી સમજાય તેને આપણે શું કહીએ છીએ? વિ.—વચન. શિ.—એજ પ્રમાણે **સર્વનામ** ઉપરથી પણ **એક** અને **બહુ** સમજાય છે તેને '**એકવચન**' અને '**બહુવચન**' કહેવાય છે."

"શિ.—તે, તેને, તેણે, તેથી, તેના. એમાં 'તે' સર્વનામને **જે અક્ષરો** વળગેલા છે તેને શું કહેવાય છે તે તમે કહી શકશો? વિ.—હા, સાહેબ. નામની પેઠે **વિભક્તિના પ્રત્યય**. શિ.—હા. એ પ્રમાણે સર્વનામને પણ વિભક્તિ હોય છે."

"**પુનરાવર્તન:—પ્રશ્ન.**—**પેહેલોપુરૂષ, બીજોપુરૂષ** અને **ત્રીજોપુરૂષ સર્વનામ** કોને કહેવાં? ઉ.—બોલનાર પોતાના નામને બદલે '**હું**' **સર્વનામ** વાપરે છે માટે એ પેહેલોપુરૂષ, સામા માણસનાં નામને બદલે '**તું**' કહે છે માટે એ **બીજોપુરૂષ**, અને જેને માટે વાત કરે તેનાં નામને બદલે '**તે**' સર્વનામ વપરાય છે માટે એ **ત્રીજોપુરૂષ સર્વનામ** કહેવાય છે. પ્ર.—સર્વનામ ઉપરથી બીજું શું શું સમજાય છે? ઉ.—તેનાં **વચન** અને **વિભક્તિ**. પ્ર.—સર્વનામનાં વચન, તે શું અને વિભક્તિ તેશું? ઉ.—તે સર્વનામ ઉપરથી તે એકને માટે છે કે એક કરતાં વધારેને માટે એમ સમજાય તેને **સર્વનામનાં વચન** અને તેને જુદા જુદા **પ્રત્યય** લાગવાથી નામની પેઠે જુદા જુદા **અર્થ** સમજાય તે **સર્વનામની વિભક્તિ** કહેવાય છે; વગેરે"

---

૨૩ 'હું', 'તું', 'તે', એ સર્વનામના શબ્દો છે. 'હું' કહેવાથી 'બોલનાર' સમજાય છે માટે 'હું' એ સર્વનામને પેહેલો પુરૂષ સર્વનામ; 'તું' કહેવાથી સામો કે સાંભળનાર માણસ સમજાય છે માટે 'તું' એ સર્વનામને બીજો પુરૂષ સર્વનામ;

અને 'તે' કહેવાથી જેને માટે વાત કરતા હોય તે સમજાય છે માટે 'તે' એ ત્રિજો પુરૂષ સર્વનામ કહેવાય છે.

૨૪ 'આપણ','આપ', 'પોતે',અને 'કોણ',એ શબ્દો પણ સર્વનામ છે. જ્યારે વાત કરનાર અને જેની સાથે તે વાત કરતો હોય તે બંને મળી વાત કરેછે ત્યારે 'આપણ' વપરાયછે, જેમકે આપણ કાલ જઇશું; આપણા ગુરૂ કે એવા બીજા કોઇને માન આપી બોલીએ ત્યારે 'આપ' કહીએ છીએ,જેમકે, આપ પાઠ ક્યારે વંચાવશો; કોઇ સર્વનામનો અર્થ વધારે ખુલ્લો સમજાવાને 'પોતે' વપરાયછે,જેમકે,હું પોતે જઇશ,એટલે હુંજ અને મારા સિવાય બીજું કોઇ જશે નહિ, એમ સમજાય છે; ઘણામાંથી કયું તે જાણ્યા સિવાય બોલીએ ત્યારે 'કોણ' વપરાય છે,જેમકે ઘરમાં કોણ છે? ઇત્યાદિ.

૨૫'આ','પેલો','ફલાણો','જે',વગેરે શબ્દો સર્વનામછે, પણ તે ઘણીવાર વિશેષણનીપેઠે નામનો ગુણબતાવવાને પણ વપરાયછે,એવાં સર્વનામને વિશેષણ સર્વનામ કહેવાયછે. એવાં સર્વનામને નામ સિવાય એકલાં હોય ત્યારે સર્વનામ, અને નામની સાથે હોય ત્યારે વિશેષણ ગણવાં. જેમકે; પેલો ક્યાં ગયો? આ બહુ સારૂંછે, જે હોય તે ઠીકછે, એમાં 'પેલો' 'આ' 'જે' 'તે' સઘળાં સર્વનામ; અને પેલો માણસ ક્યાંછે, આ ચોપડી સારીછે, એમાં 'પેલો' અને 'આ' વિશેષણ કહેવાયછે.

૨૬ નામનીપેઠે સર્વનામ ઉપરથી પણ વચન સમજાય છે. કોઇ સર્વનામ ઉપરથી તે એક છે, એમ સમજાય ત્યારે તે એકવચનમાં, અને એક કરતાં વધારે સમજાય

ત્યારે બહુવચનમાં છે એમ કહેવું. હું જઇશ, અમે જઇશું; તું જશે, તમે જશો; તે જશે, તેઓ જશે; ઇત્યાદિ. એમાં 'હું' 'તું' અને 'તે' ઉપરથી તે દરેક એક છે એમ સમજાય છે માટે एकवचनमां; અને 'અમે' 'તમે' 'તેઓ' ઉપરથી તે એક કરતાં વધારે છે એમ સમજાય છે માટે बहुवचनमां છે એમ કહેવાય. સર્વનામનું બહુવચન કરતી વેળા સઘળે ઠેકાણેજ 'ઓ' વધારવાની રીત નથી, માત્ર 'તે' 'જે,' એવા થોડામાં વધારાય છે; જેમકે, જેઓ, તેઓને, ફલાણાઓને.

૨૭. નામનીપેઠે સર્વનામને પણ જુદા જુદા પ્રત્યય લગાડવાથી તેના જુદા જુદા અર્થ સમજાય છે તેને सर्वनामनी विभक्ति કહેવાય છે. એ પ્રત્યય લગાડતાં સર્વનામનાં રૂપ બહુ ફરીજાયછે, અને ઘણે ઠેકાણે તો પ્રત્યયમાં પણ ફેર હોયછે. એ સઘળું જાણાવવા નીચેના કોઠામાં ઘણાં સર્વનામને સઘળી વિભક્તિ અને વચન શુધ્ધાં બતાવ્યાં છે.

| વિભકિત. | | એક વચન. | | |
|---|---|---|---|---|
| ૧ હું. | તું. | તે. | પોતે. | કોણ. |
| ૨ મને. | તને. | તેને. | પોતાને. | કોને. |
| ૩ મેં. | તેં. | તેણે. | પોતે. | કોણે. |
| ૪ મારે માટે, સારૂ. | તારે માટે, સારૂ. | તેને માટે, સારૂ. | પોતાને માટે, સારૂ. | કોને માટે, સારૂ. |
| ૫ મારાથી, થકી. મજથી, થકી. | તારાથી, થકી. તુંથી, થકી. | તેનાથી, થકી. તેથી, થકી. | પોતાથી, થકી. | કોનાથી, થકી. કોથી, થકી. |
| ૬ મારો,રી,* રૂ,રા,રાં. | તારો,રી, રૂ,રા,રાં. | તેનો, ની, નું,ના,નાં. | પોતાનો,ની, નું,ના,નાં. | કોનો,ની, નું,ના,નાં. |
| ૭ મારામાં. હુંમાં. મજમાં. | તારામાં. તુંમાં. | તેમાં. | પોતામાં. | કોનામાં. |

| **વિભકિત.** | | **બહુ વચન.** | | | |
|---|---|---|---|---|---|
| ૧ | અમે. | આપણ. | તમે. | તેઓ. | આપ. |
| ૨ | અમને. | આપણને. | તમને. | તેઓને,<br>તેમને. | આપને. |
| ૩ | અમે. | આપણે. | તમે.<br>તમોએ | તેઓએ,<br>તેમણે. | આપે. |
| ૪ | અમારે<br>માટે,<br>સારૂ. | આપણે.<br>માટે,<br>સારૂ. | તમારે<br>માટે,<br>સારૂ, | તેઓને-<br>માટે,<br>સારૂ.<br>તેમને માટે,<br>સારૂ. | આપને-<br>માટે,<br>સારૂ. |
| ૫ | અમારાથી,<br>થકી.<br>અમથી,<br>થકી. | આપણાથી,<br>થકી. | તમારાથી,<br>થકી.<br>તમથી,<br>તમોથી. | તેઓથી,<br>થકી.<br>તેમનાથી,<br>થકી. | આપથી,<br>થકી. |
| ૬ | અમારો.<br>*રી,રૂ,<br>રા,રાં. | આપણો,<br>ણી,ણું,<br>ણા,ણાં. | તમારો,*<br>રી,રૂં,<br>રા,રાં. | તેઓનો,<br>ની,નું,<br>ના,નાં.<br>તેમનો, ની.<br>નું,ના,નાં. | આપનો,<br>ની,નું,<br>ના,નાં. |
| ૭ | અમારામાં<br>અમમાં | આપણમાં. | તમારામાં.<br>તમમાં | તેઓમાં.<br>તેમનામાં | આપમાં. |

* **રૂ, રી, રા, રાં** એ સઘળા પ્રત્યય મૂળ સર્વનામસાથે વાંચવા; જેમકે મારી, મારૂ, મારા, મારાં; તારી, તારૂ, તારા, તારાં ઇ. **માટે, સારૂ**, તથા **થી, થકી**, પણ નામનીપેઠે સાથે વાંચવા. જેમકે, **મારેમાટે, મારેસારૂ**; તારે **માટે**, તારેસારૂ. મારાથી, મારાથકી; તારાથી, તારાથકી, ઇત્યાદિ.

૨૮. વિશેષણ સર્વનામને નામનીપેઠેજ ઘણાખરા વિભકિતના પ્રત્યય લાગે છે. ઝાઝો ફેરફાર થતો નથી; જેમકે.—

| વિભકિત. | એક વચન. | |
|---|---|---|
| ૧ આ. | પેલા. | જે. |
| ૨ આને. | પેલાને. | જેને. |
| ૩ આણે. | પેલાએ. | જેણે. |
| ૪ આને માટે, સારૂ. | પેલાનેમાટે, સારૂ. | જેને માટે, સારૂ. |
| ૫ આનાથી, થકી. | પેલાથી, થકી. | જેનાથી, થકી. જેથી, થકી. |
| ૬ આનો, ની, નું, ના, નાં. | પેલાનો, ની, નું, ના, નાં. | જેનો, ની, નું, ના, નાં. |
| ૭ આમાં. | પેલામાં. | જેમાં. |

| વિભકિત. | બહુવચન. | |
|---|---|---|
| ૧ આઓ. * | પેલાઓ. * | જેઓ. |
| ૨ આઓને. | પેલાઓને. | જેઓને, જેમને. |
| ૩ આઓએ. | પેલાઓએ. | જેઓએ, જેમણે |
| ૪ આઓનેમાટે, સારૂ. | પેલાઓને માટે, સારૂ. | જેઓનેમાટે, સારૂ જેમનેમાટે, સારૂ. |
| ૫ આઓથી, થકી. | પેલાઓથી, થકી. | જેઓથી, થકી. જેમનાથી, થકી. |
| ૬ આઓનો, ની, નું, ના, નાં. | પેલાઓનો, ની, નું, ના, નાં. | જેઓનો, ની, નું, ના, નાં. જેમનો, ની, નું, ના, નાં. |
| ૭ આઓમાં. | પેલાઓમાં. | જેઓમાં. |

* એ સર્વનામ ઘણુંખરૂં નજરઆગળના નામનેમાટે કે ધ્યાનમાં રહેલી કોઈ બાબતને માટે વપરાય તેથી તે એક કે એક કરતાંવધારે તે સામા માણસનાં ધ્યાનમાંજ હોય છે. માટે એ સર્વનામોને ઘણુંખરૂં બહુવચનનો પ્રત્યય 'ઓ' દેખાતો નથી.

૨૯ સર્વનામની જાતિ તેના રૂપઉપરથી નક્કી થતી નથી, પણ જે નામને બદલે તે વપરાયું હોય તે ઉપરથી તેની જાતિ સમજી લેવામાં આવે છે; જેમકે, "કાશી બહુ હુશિયાર નીકળી તેથી તેને ઇનામ મળ્યું." એમાં 'તેને' સર્વનામ નારીજાતિમાં છે; છોકરા, તું ક્યાં ગયો હતો! એમાં 'તું' નરજાતિમાં છે.

૩૦ કેટલાંક વિશેષણસર્વનામની જાતિ તેનાં રૂપઉપરથી જણાય છે; જેમકે પેલો, પેલી, પેલું; ફલાણો, ફલાણી, ફલાણું; વગેરે. એવાં સર્વનામને તેઓ જે નામને ઠેકાણે હોય અથવા જે નામનો ગુણ બતાવતાં હોય તે નામની જાતિ પ્રમાણે જાતિદર્શક 'ઓ' 'ઈ' 'ઉં' કે 'આ', 'ઈ' 'આં' હોયછે; જેમકે, પેલો છોકરો; ફલાણી છોકરી; ઇત્યાદિ.

---

## વિશેષણ.

---

"શિ.—સારો, ડાહ્યો, સુઘડ, લાલ, લીલો અને બે, પાંચ, દશ, પંદર એ વિશેષણમાં તમને શો ફેર જણાયછે? વિ.—હા, સાહેબ. પહેલાં વિશેષણ હરકોઇ કેવું છે તે એટલે તેનો ગુણ બતાવે છે અને બીજાં તો સંખ્યા બતાવેછે. શિ.—બરાબર. એ ઉપરથી વિશેષણની બે જાત થાયછે, ગુણવાચક અને સંખ્યાવાચક. ડાહ્યો છોકરો, અને લીલો કાચ. એમાં વિશેષણ ક્યાંછે અને તે કોનો ગુણ બતાવે છે? વિ.—ડાહ્યો અને લીલો એ બે વિશેષણ છે અને તે છોકરો અને કાચ એ બે શબ્દનો ગુણ બતાવેછે. શિ.—બરાબર. વિશેષણ જેનો ગુણ બતાવે છે તેને તેનો વિશેષ્ય કહેવાય છે. કહો ત્યારે

" ઉપરના દાખલામાં વિશેષ્ય કયા છે અને તે કોના વિશેષ્ય છે? **વિ.**—છોકરો એ ડાહ્યો વિશેષણનો વિશેષ્ય છે, અને કાચ એ લીલો વિશેષણનો વિશેષ્યછે. **શિ.**—હા, ડાહ્યો છોકરો, ડાહી છોકરી, અને ડાહ્યું છોકરૂં એમાં અને મૂર્ખ છોકરો, મૂર્ખ છોકરી, મૂર્ખ છોકરૂં એમાં કયાં કયાં વિશેષણ છે? **વિ.**—પેહેલામાં ડાહ્યો, ડાહી, ડાહ્યું અને બીજામાં મૂર્ખ, મૂર્ખ મૂર્ખ, વિશેષણ છે. **શિ.**—એ બે દાખલામાં આવેલાં વિશેષણમાં તમને કંઇ ફેર લાગે છે? **વિ.**—હા, સાહેબ. પેહેલાનાં વિશેષણ વિશેષ્યનીજાતિ પ્રમાણે ફેરવાય છે અને બીજાના ફેરવાતાં નથી. **શિ.**—બરાબર. એ ઉપરથી જે વિશેષણો તેના વિશેષ્યનીજાતિ પ્રમાણે ફેરવાયછે તે પેહેલા પ્રકારનાં, અને જે ફેરવાતાં નથી તેને બીજાપ્રકારનાં કહેવાં. એવાં બીજાં કોઇ વિશેષણ તમે કહી દેખાડશો? **વિ.**—હા, સાહેબ. સારો, સારી, સારૂં, ખોટો, ખોટી, ખોટું, ગાંડો, ગાંડી, ગાંડું એ પેહેલાપ્રકારનાં, અને સફેદ નરમ, કઠણ, લાલ એ બીજાપ્રકારનાં છે. **શિ.**—ઠીક. સારાઘોડાને લાવ. અને સારાને લાવ. સફેદ ઘોડીએ લાત મારી અને સફેદે લાત મારી. એ બેમાં તમને કંઇ ફેર માલમ પડેછે? **વિ.**—હા, સાહેબ. પેહેલામાં વિશેષ્યને વિભક્તિના પ્રત્યય છે અને બીજામાં વિશેષણને લાગેલા છે. **શિ.**—ઠીક. જ્યારે વિશેષણને વિભક્તિના પ્રત્યય લાગેલા છે, ત્યાં તે વિશેષણનો વિશેષ્ય સાથે છે કે નહિ? **વિ.**—નાં, સાહેબ. **શિ.**—બરાબર એપ્રમાણે જ્યારે વિશેષ્ય સિવાય વિશેષણ એકલું આવેછે ત્યારે તેને વિભક્તિના પ્રત્યય લાગેછે, પણ જ્યારે વિશેષ્ય જોડે હોય ત્યારે વિભક્તિના સઘળા પ્રત્યય લાગતા નથી. વારૂ, મેલાં લુગડાં, અને સારાં માણસો, સાફ લુગડાં, મુર્ખ માણસો. એમાં

"તમને કાંઇ તફાવત માલમ પડેછે? વિ.—હા,સાહેબ. પહેલા દાખલામાં વિશેષણોથી તેના વિશેષ્યનીપેઠે વચન સમજાયછે. પણ બીજાથી તેમ થતું નથી શિ.—બરાબર. એવાં કેટલાંક (પેહેલા પ્રકારનાં) વિશેષણનું વિશેષ્યનાં વચનપ્રમાણે રૂપ થાયછે, અને બીજાનું થતું નથી. વળી વિશેષણ વિશેષ્ય સિવાય એકલું હોય ત્યારે તેનાથી વિભકિતનીપેઠે વચન પણ સમજાય છે."

" પુનરાવર્તનઃ—પ્ર.— વિશેષણની કેટલી જાતછે? ઉ—બે. પ્ર.—કયી કયી? ઉ.—ગુણવાચક અને સંખ્યા વાચક. પ્ર.—ગુણવાચક અને સંખ્યાવાચક વિશેષણ કોને કહેવાં? ઉ.—જે ગુણ બતાવે તે ગુણવાચક; જેમકે, ખોટો, ખરો, ભુંડો, સાચો, સફેદ, પીળો ઇ. અને જેઓ સંખ્યા બતાવે તે સંખ્યાવાચક; જેમકે, એક, ત્રણ, સાત, નવ, પંદર, હજાર, ઇ. પ્ર.—વિશેષ્ય એટલે શું? ઉ.—વિશેષણ જેનો ગુણ બતાવે તે. સારો છોકરો એમાં છોકરો એ વિશેષ્યછે. પ્ર.—પેહેલાપ્રકારનાં વિશેષણ કોને કહેવાય? ઉ.—વિશેષ્યનાં જાતિ, વચન પ્રમાણે ફેરવાય તેને; જેમકે કાળો, ગાંડો, જુડો, સાચો ઇ. પ્ર.—બીજા પ્રકારનાં વિશેષણ કોને કહેવાં? ઉ.—જેનાં રૂપ વિશેષ્યનાં જાતિ વચન પ્રમાણે ફેરવતાં નથી તેને; જેમકે, સફેદ, લાલ, બેવકુફ વગેરે. પ્ર.—વિશેષણને વિભકિત લાગેછે કે શી રીતે? ઉ.—જ્યારે વિશેષ્ય સાથે હોય ત્યારે લાગતીનથી, પણ જ્યારે વિશેષ્ય સિવાય એકલું હોય ત્યારે લાગેછે; જેમકે, સારા માણસને અને સારાને, મૂર્ખને. પ્ર.—વિશેષણને વચન હોયછે કે કેમ? ઉ.—પહેલા પ્રકારનાંને હોય છે, અને બીજા પ્રકારનાંને હોતાં નથી; જેમકે, સારાં માણસો, ડાહ્યા છોકરાઓ; અને ચતુર માણસો, મૂર્ખ છોકરાઓ; વગેરે."

---

**૩૧.** ડાહ્યો, સુંદર, ચતુર, લાલ, આંધળો, ખારો, તીખો અને એક, ત્રણ, પાંચ, દશ, પંદર, એ સઘળાં વિશેષણ છે; પણ પહેલાં વિશેષણો હરકોઇ 'કેવો' 'કેવી' કે 'કેવું' છે તે એટલે તેનો 'ગુણ' બતાવે છે, અને બીજાં તે 'એક' કે 'પાંચ' કે, કેટલા છે તે એટલે તેની 'સંખ્યા' બતાવેછે. એ ઉપરથી વિશેષણની બે જાત કરેછે. ગુણવાચક અને સંખ્યાવાચક.

૩૨. વિશેષણ જેનો ગુણ બતાવેછે તેને તે વિશેષણ નો વિશેષ્ય કહેવાય છે; જેમકે, રાતી પાઘડી, એમાં 'રાતી'એ વિશેષણ છે અને પાઘડી એ તેનો વિશેષ્ય છે, સફેદ અંગરખો એમાં સફેદ એ વિશેષણ છે અને 'અંગરખો' એ તેનો વિશેષ્ય છે.

૩૩. ઘણા ઘોડાને લાવ અને ઘણાને લાવ; ગાંડી ભેંસે લાત મારી, અને ગાંડીએ લાત મારી; કડવું ઓસડ નહિ ભાવે અને કડવું નહિ ભાવે. એ રીતે વિશેષણ જ્યારે વિશેષ્યનીસાથે હોયછે ત્યારે તેને વિભક્તિના પ્રત્યય લાગતા નથી. પણ જ્યારે વિશેષ્ય સિવાય એકલું હોયછે ત્યારે તેને વિભક્તિના પ્રત્યય લાગેછે.

૩૪. કલમી આંબો, **સફેદ** જામફળ, સાચો માણસ, અને ડાહ્યા છોકરાઓ, એ દાખલાઓમાં કેટલાંક વિશેષણ ઉપરથી તે એકવચનમાં છે કે બહુવચનમાં તે સમજાય છે, અને કેટલાંકપરથી સમજાતુંનથી માટે કેટલાંક વિશેષણને, વચન હોયછે અને કેટલાંકને હોતાં નથી.

૩૫. જ્યારે વિશેષ્યને વિભકિતના પ્રત્યય લાગેછે

ત્યારે પેહેલાપ્રકારનું વિશેષણ જો નરજાતિમાં હોયતો 'ઓ' નો'આ'અને નાન્યતરજાતિમાં હોય તો'ઉ'નો 'આં' થાયછે; જેમકે, રાતા ઘોડાને, ડાહ્યા છોકરાએ, અને મેલાં લુગડાં, ગદાં છોકરાં ઇત્યાદિ.નારીજાતિમાં એમ થતું નથી; જેમકે, રાતી ગાયનું, ડાહી છોકરીને, ઇત્યાદિ.

---

## ક્રિયાપદ.

"શિ.—ક્રિયાપદ કોને કહેવાય છે? વિ.—હરકંઈ છે, થાય છે, કે કરેછે એવું બતાવનારા શબ્દો ને. શિ.—ઠીક. એવી રીતના શબ્દો કંઈ ક્રિયા થાય છે તે વગેરે બતાવે છે માટે તેમને ક્રિયાપદ કહેવાયછે. એ ક્રિયા જે કરેછે તેને તેનો કર્તા કહેવાય છે. કહો, તે જાયછે, ગોપાળ લખેછે એમાં જાયછે અને લખેછે ક્રિયાપદના કર્તા કયા? વિ.—જનાર કોણ? તે; અને લખનાર કોણ? ગોપાળ. માટે 'તે' અને 'ગોપાળ' એ 'જાયછે' અને 'લખેછે' ક્રિયાપદના કર્તા છે. શિ.—બરાબર. લખ, લખવું, લખેછે, લખેલો, લખવાનો, લખતો એ સઘળાં ક્રિયાપદ એકજ હશે કે જુદાં? વિ.—એ સઘળાંથી લખવાનો અર્થ સમજાયછે માટે એકજ હશે. શિ.—હા. જેમ એકજ નામને જુદા જુદા વિભક્તિના પ્રત્યય લાગવાથી તેનાં જુદાંજુદાં રૂપ થાયછે,તેમ ક્રિયાપદનેપણકેટલીકજાતના પ્રત્યય હોવાથી તેના જુદાં જુદાં રૂપ થાયછે. કહો, એ સઘળાં ઉપરનાં ક્રિયાપદમાં પ્રત્યયવગરનુંકે ટુંકામાંટુંકું રૂપ કયું છે તે તમે કહી શકશો? વિ.—હા, સાહેબ. 'લખ'. શિ.—બરાબર. એવાં ટુંકાં રૂપને મૂળ કે ધાતુ કહેવાય છે. વારૂ, 'કરેછે,' 'ગાયછે,' 'નાસેછે;' અને 'ઉઠયો' એ ક્રિયાપદના

"ધાતુ શું હશે? વિ.—'કર,' 'ગા,' 'નાસ,' અને 'ઉઠ.' શિ.—બરાબર. એ ધાતુ રહેલથી પારખવાને, તે ક્રિયાપદને જાણે કોઇને હુકમ કરતી વેળા બોલતા હોય તેમ બોલવું; જેમ ઉપરના દાખલામાં 'કર,' 'ગા,' 'નાસ,' 'ઉઠ.' બોલાયછે. વારૂ, એમાંના કર, ગા, તથા નાસ, ઉઠ, ધાતુઓમાં કંઇ તફાવત સમજાયછે? વિ.—હા, સાહેબ. કર, અને ગા, એમાં કરવાનું અને ગાવાનું શું તે સમજાયછે; પણ નાસ અને ઉઠ એ ઉપરથી નાસવાનું શું અને ઉઠવાનું શું તે કંઇ સમજાતું નથી. શિ.—હા, એવી રીતે કેટલાક ધાતુ ઉપરથી કરવાનું કે કરેલું શું (કર્મ) તે સમજાયછે તેવાને સકર્મક અને કેટલાક જેનાઉપરથી કરવાનું કે કરેલું શું (કર્મ) તે સમજાતું નથી તેવાને અકર્મક કહેવા. ગિરધર પાઠ વાંચેછે, મગન કલમ ઘડેછે. એમાં વાંચેછે અને ઘડેછે એ ક્રિયાપદના ધાતુ સકર્મક છે કે અકર્મક? વિ.—સકર્મક. એમાં વાંચવાનું શું? પાઠ, અને ઘડવાનું શું? કલમ, તે સમજાયછે. શિ.—હા. એ પાઠ અને કલમને 'વાંચેછે' અને 'ઘડેછે' ક્રિયાપદનાં કર્મ કહેવાયછે. એ કર્મ શોધી કાઢવાને તે ધાતુને 'વાનું' પ્રત્યય લગાડી સવાલ કરવો. જો જવાબ મળે તો સકર્મક, એટલે કર્મવાળું, અને જવાબ ન મળે તો અકર્મક એટલે કર્મવગરનું ક્રિયાપદ છે એમ સમજવું. જેમકે, તે ઉંઘેછે, મગન જોડણી કરેછે એમાં ઉંઘવાનું શું તે સમજાતું નથી માટે અકર્મક (કર્મવગરનું); અને કરેછે એમાં કરવાનું શું? જોડણી, એ કર્મ છે માટે સકર્મક."

"પુનરાવર્તનઃ—પ્ર.— ક્રિયાપદનો કર્તા તે શું? ઉ.—તે ક્રિયાપદ જે ક્રિયા બતાવતું હોય તે ક્રિયાનો કરનારો; જેમકે, તે આવ્યો, એમાં આવનાર કોણ? 'તે' એ કર્તા છે. પ્ર.— કોઈ ક્રિયાપદનું મૂળ અથવા ધાતુ તે શું? ઉ.— તે ક્રિયાપદનું પ્રત્યયવગરનું અથવા ટુંકામાંટુંકું રૂપ. પ્ર.—ધાતુ

"સ્હેલથી કેમ ઓળખી કઢાય ? ઉ.—તે ક્રિયાપદને જાણે કોઇને હુકમ કરતા હોઇએ તેવાં રૂપમાં બોલવું;જેમકે, 'આવવું' એનો ધાતુ 'આવ', 'કરવાનો' એનો ધાતુ કર, 'બેસેછે' એને ધાતુ 'બેસ.' પ્ર.—ધાતુના પ્રકાર શા ઉપરથી પડેછે અને તે પ્રકાર કયા ? ઉ.—કેટલાક ધાતુ ઉપરથી કરવાનું શું ? તે સમજાયછે અને કેટલાક ઉપરથી કરવાનું શું ? તે સમજાતું નથી તે ઉપરથી સકર્મક અને અકર્મક એવા બે પ્રકાર થાયછે. પ્ર.—સકર્મક અને અકર્મક એટલે શું ? ઉ.—સકર્મક એટલે કર્મવાળું અને અકર્મક એટલે કર્મવગરનું. પ્ર.—કર્મ તે શું ? ઉ.—જે શબ્દ શું કરવાનું, શું કરેલું, કે શું કરેછે, એમ બતાવેછે તે. ઇત્યાદિ."

---

૩૬. હરકંઈછે, થાયછે, કે કરેછે એવા શબ્દો કંઇ ક્રિયા થાય છે તે વગેરે બતાવેછે માટે તેમને ક્રિયાપદ કહેવાયછે, અને એ ક્રિયાના કરનારને તે ક્રિયાપદનો કર્તા કહેવાય છે. મગન લખેછે, અને ગિરધર વાંચેછે, એમાં લખનાર 'મગન' અને વાંચનાર 'ગિરધર' માટે 'મગન' એ 'લખેછે' ક્રિયાપદનો અને 'ગિરધર' એ 'વાંચેછે' ક્રિયાપદનો કર્તા કહેવાય.

૩૭. કર, કરેલો, કરતો, કરવાનો, કરનારો, એવી રીતે 'કરવાનો' અર્થ જણાવનારા શબ્દમાં સૌથી ટુંકામાં ટુંકો 'કર' શબ્દ બોલાયછે. એ સિવાય 'એલો' 'તો' 'વાનો' 'નારો' એ પ્રત્યયછે. જેમ નામને વિભક્તિ વગેરેના પ્રત્યય હોયછે, તેમ ક્રિયાપદને પણ જુદા જુદા પ્રત્યય લાગેછે, અને તેથી જુદા જુદા અર્થ સમજાયછે.

એ પ્રત્યય સિવાયનાં કોઇ ક્રિયાપદનાં ટુંકાંમાંટુંકાં રૂપને તે ક્રિયાપદનું મૂળ કે ધાતુ કહેવાયછે.

૩૮. કોઇને હુકમ કરતા હોઇએ તે વખતે ક્રિયાપદનું રૂપ ટુંકાંમાં ટુંકું હોયછે; માટે કોઇ ક્રિયાપદનો 'ધાતુ' ખોળી કાઢવાને તે ક્રિયાપદને આપણે કોઇને હુકમ કરતી વેળા બોલતા હોઇએ તેમ બોલવું, અને જે બોલાય તે તેનો ધાતુ જાણવો. જેમકે, લખવાનો, લખેલો, લખેછે, લખતો, એ સઘળાને બદલે હુકમ કરતી વેળા 'લખ' બોલાયછે માટે એ સઘળાંનો ધાતુ 'લખ'; જવાનો, 'ગયો', 'જનો', એ સઘળાંને હુકમના રૂપમાં 'જા' બોલાયછે માટે એ સઘળાંનો ધાતુ 'જા' ઇત્યાદિ.

૩૯. લખ, વાંચ, ખા, શિખ, એ ધાતુઓ ઉપરથી લખવાનું શું? વાંચવાનું શું? ખાવાનું શું? અનેશિખવાનું શું? તે સમજાયછે; પણ 'ઉંઘ,' 'બેસ,' 'જા,' 'આવ,' એ ધાતુઓમાં ઉંઘવાનું શું? બેસવાનું શું? જવાનું શું? અને આવવાનું શું? તે સમજાતું નથી; એ ઉપરથી ધાતુના બે પ્રકાર પડેછે. ૧. સકર્મક ૨. અકર્મક.

૪૦. હું પાઠ લખુંછું. તે ચોપડી વાંચછે. એમાં 'લખ' અને 'વાંચ' ધાતુ આવેછે. 'લખ' ધાતુ ઉપરથી લખવાનું શું? પાઠ. તે સમજાયછે,અને 'વાંચ' ધાતુ ઉપરથી વાંચવાનું શું? 'ચોપડી' તે સમજાયછે; માટે એવા ધાતુઓને સકર્મક એટલે કર્મ વાળા કહેવાયછે. ઉપરના દાખલામાં 'પાઠ' એ લખ ધાતુનું અને 'ચોપડી' એ વાંચ ધાતુનું કર્મ છે.

૪૧. કર્મ એટલે કરેલું કામ. હરકોઇ ક્રિયા વિશે

વાત કરતાં તે ક્રિયાનો કોઇ કરનાર હોયછે તેને कर्ता કહેવાયછે, અને તે કરનારે તે ક્રિયાથી જે કંઇ પેદા કર્યું હોય કે જેના ઉપર તે ક્રિયા કરી હોય તેને તેનું कर्म કહેવાયછે. કોઇ ક્રિયાપદનું कर्म ખોળી કાઢવાને તે ક્રિયાપદના ધાતુને 'વાનું' પ્રત્યય લગાડી સવાલ કરતાં જે જવાબ મળે તે તેનું कर्म જાણવું; જેમકે, ઉપરના દાખલામાં લખવાનું શું? પાઠ. માટે પાઠ એ 'લખેછે' નું कर्म. અને વાંચવાનું શું? ચોપડી. માટે 'ચોપડી' એ 'વાંચેછે' નું कर्म છે.

૪૨. છોકરો ઉંઘેછે, અને ચાકર બેસેછે. એમાં 'ઉંઘ' અને 'બેસ' ધાતુછે. એ ઉપરથી ઉંઘવાનું શું? અને બેસવાનું શું? તે એટલે कर्म જાણાતું નથી માટે એવા ધાતુને કર્મવગરના કે अकर्मक કહેવાય.

---

## ભેદ.

"શિ.—'ગિરધરે ચોપડી વાંચી,' ને બદલે 'ગીરધરથી ચોપડી વંચાઈ' એમ કહેવાથી કંઈ સમજવામાં ફેર પડેછે? વિ.—ના. સાહેબ. શિ.—ઠીક, ત્યારે બીજો કાંઈ ફેરફાર થયલો તમને જણાય છે? વિ.—હા. પેહેલામાં ક્રિયાપદ **'વાંચી'** હતુ તે બદલાઈ **'વંચાઈ'** થયું. શિ.—બરાબર. પેહેલામાં ટુકું રૂપ 'વાંચ' હતું પણ બીજામાં તેને બદલે શું થયું? વિ.—'વંચા'. શિ.—બરાબર. એવી રીતે હર કોઈ ક્રિયા બે રીતે બોલી બતાવાય છે, તે ઉપરથી ક્રિયાપદના **ભેદ**

" કરે છે. વારૂ, એ બેમાં આપણે ઘણીવાર કયું બોલીએ છીએ? વિ.— 'વાંચી'. શિ.—બરાબર. એવી રીતે બોલીએ ત્યારે ધાતુના રૂપમાં કંઇપણ ફેરફાર થતો નથી માટે એને મૂળભેદ, અને બીજામાં ધાતુ મરડાઇને મૂળરૂપમાંથી ફરી ગયા જેવો દેખાય તથા શક્તિનો કે કંઈકરી શકવાનો અર્થ બતાવે છે માટે તેને શક્યભેદ કહેવો. વારૂ, 'મગન પાઠ કરેછે' અને 'ગોવિંદ લખે' એ બેને બીજી રીતે અ થવા શક્યભેદમાં કેવી રીતે બોલાય ? વિ.—મગનથી પાઠ કરાયછે અને ગોવિંદથી લખાયછે શિ.—બરાબર. ત્યારે એ રીતે બોલતાં ધાતુમાં શો ફેરફાર થાય છે તેની તમને ખબર પડી. વિ.—હા, સાહેબ. કર કરા, લખ લખા, બેસ બેસા, એ રીતે મૂળમાં 'આ' વધતો જણાય છે. શિ.—હા. જેને છેડે 'અ' હોય તેવા ધાતુમાં 'આ' ઉમેરાય છે, પણ સુ, જો, ન્હા, લે, એ ધાતુઓ કેમ બોલાય તે તમે કહી શકશો ? વિ.—હા, સાહેબ. સુવા, જોવા, ન્હાવા, લેવા, એ રીતે 'વા' ઉમેરાય છે. શિ—બરાબર. જેને છેડે 'અ' શિવાય બીજો કોઈ સ્વર હોય તેનો શક્યભેદ ઘણુંખરૂં મૂળમાં 'વા' ઉમેરાવાથી થાય છે, પણ બાંધનો બંધા, વાંચ નો વંચા, નાંખ નો નંખા થાયછે. બીજા ઘણા ધાતુને એ બીજી રીતે બોલતાં મૂળના પહેલા અક્ષરમાં 'આ' હોય તે જતો રહેછે."

" પુનરાવર્તન:—પ્ર. — ક્રિયાપદના ભેદ તે શું? ઉ.—હરકોઇ ક્રિયા બે રીતે બોલી દેખાડાય છે તેને ક્રિયાપદના ભેદ કહેવાય છે. પ્ર.— એ બે ભેદ કયા? ઉ.—મૂળભેદ અને શક્યભેદ. પ્ર.—મૂળભેદનું ક્રિયાપદ ક્યારે કહેવું? ઉ.—જ્યારે ક્રિયાપદના મૂળ કે ધાતુમાં કંઇ પણ ફેરફાર થયા સિવાય પ્રત્યય લાગ્યા હોય ત્યારે. પ્ર.—શક્યભેદ

"નું ક્રિયાપદ ક્યારે કહેવાય? ઉ.—મૂળ ધાતુ મરડાયાપછી પ્રત્યય લાગીને ક્રિયાપદ થયું હોય તથા તેઉપરથી કંઇ કરવાનો કે શક્તિનો અર્થ સમજાય ત્યારે તે ક્રિયાપદ શક્યભેદનું કહેવાયછે. પ્ર.—મૂળભેદનાં ક્રિયાપદને શક્યભેદમાં લાવતાં શો ફેરફાર કરવો પડે છે? ઉ.—જેને છેડે 'અ' હોય એવા ધાતુવાળાં ક્રિયાપદનાં મૂળમાં 'આ, ઉમેરવો પડે છે, અને જેને છેડે 'અ' સિવાય બીજો કોઇ સ્વર હોય તેનાં મૂળમાં 'વા' ઉમેરાય છે. વળી કેટલાકનાં મૂળના પેહેલા અક્ષરમાં 'આ, હોય તેનો 'અ, થાયછે. ઈત્યાદિ"

---

૪૩. 'ગિરધરે વાંચ્યું' અને 'ગિરધરથી વંચાયું;' 'મગને લખ્યું,' અને 'મગનથી લખાયું;' એવી રીતે હરકોઇ ક્રિયા બેરીતે બોલીશકાય છે. એ બેરીતને ક્રિયાપદના પ્રકાર કે ભેદ કહેવાય છે:–

૪૪ પેહેલી રીતમાં 'વાંચ્યું','લખ્યું',તથા કરેછે,જાયછે, એવી રીતે ક્રિયાપદના ધાતુને કંઇપણ ફેરફાર થયાસિવાય પ્રત્યય લાગેછે, તેને મૂળભેદ કહેવાય છે. ઉપર જણાવેલાં સઘળાં ક્રિયાપદના મૂળમાં કંઇ ફેરફાર થયલો નથી માટે તે સઘળાં મૂળભેદનાં કહેવાય.

૪૫. બીજી બોલવાની રીતમાં 'વંચાયું' 'લખાયું' તથા 'કરાયછે', 'જવાય', એવી રીતે તેમનાં મૂળ 'વાંચ', 'લખ', 'કર', 'જા', બદલાઇ 'વંચા','લખા', 'કરા','જવા,' થાયછે. એ બીજી રીતમાં એવી રીતે મૂળ ધાતુ મરડાઇને તે ઉપરથી વંચાય, 'કરાય', 'જવાય', 'લખાયું', એવી રીતે કંઇ કરવાની શક્તિનો અર્થ સમજાય એવાં

ક્રિયાપદ થાય માટે એવો રીતે ક્રિયાપદ બોલાય ત્યારે શક્યભેદ કહેવો.

૪૬. કર, કરા; બેસ, બેસા; ઉઠ, ઉઠા; એવી રીતે જે ક્રિયાપદના ધાતુને છેડે 'અ' હોય તેવાં ક્રિયાપદનો શક્ય ભેદ તેના મૂળ ધાતુમાં 'આ' ઉમેરવાથી થાયછે; પણ ખા, સુ, લે, એવાં કેટલાંક જેને છેડે 'અ' સિવાય બીજો કોઇ સ્વર હોય તેને શક્યભેદમાં બોલવાને ધાતુમાં 'વા' ઉમેરવો પડેછે. જેમકે, જવા, સુવા, લેવા, ઇત્યાદિ. વળી જેના ધાતુના પેહેલા અક્ષરમાં 'આ'હોયછે તેવાં કેટલાંકને શક્યભેદમાં બોલતાં તે 'આ'નો 'અ' થાયછે; જેમકે ખા, ખવા; જા, જવા; નાંખ, નંખા. વાંચ, વંચા ઇ.

---

## કાળ.

શિ.—કરેછે, કરે, કરવું, કર્યું, કરતો, કરત, કરશે, એ ક્રિયાપદના શબ્દો સાંભળતાં બીજું કંઇ સમજાય છે ખરૂં ? વિ.—હા, સાહેબ. 'કરે છે' ઉપરથી તે કામ હાલ કરેછે, 'કરે' ઉપરથી હાલ થતું હોય કે ના થતું હોય એવી રીતે નક્કી નહી એમ, 'કરવું' ઉપરથી કોઈ કામ કરવુંજ એવો નક્કી ઠરાવ, 'કર્યું' ઉપરથી કોઈ કામ કરી પાર મૂકયુ એમ, 'કરતો' ઉપરથી તે કામ પહેલાં કરતો તો હતો પછી પાર પડયું કે નહી તે નક્કી નહિ, 'કરત' ઉપરથી ફૂલાણું એમ હોત તોતે કામ થાત પણ તે એમ નહોવાથી વાંધો પડયો એમ, અને 'કરશે' ઉપરથી કોઇ કામ હવે પછી કરવાનુંછે એવીરીતેએ સઘળાશબ્દો ઉપરથી તે કામ થવાનોકે કર્યાનો વખત સમજી

લેવાય છે.* **શિ.**—બરાબર. એવી રીતે **ક્રિયાપદના શબ્દો** ઉપરથી તે ક્રિયા **કયારે થઈ** કે **થવાની** છે, અથવા **થાયછે** વગેરેના સામો માણસ **વખત** સમજી લે છે તે **વખતને ક્રિયાપદના કાળ** કહેવા. કરેછે, જાયછે, બેસેછે લખેછે, વાંચુછું, ખાઉછું એવાં **ક્રિયાપદ** ઉપરથી તે ક્રિયા **હાલ થાય**છે એમ સમજાય માટે **વર્તમાન કાળ; લખે, કરે, બેસ, જાઉં, ઉઠું, લઉં,** ઉઠ, **કર,** એવાં ક્રિયાપદ ઉપરથી તે ક્રિયાં હાલ થાય છે કે નહિ તે **નક્કી** સમજાતું નથી, પણ કોઈ કામ હાલ કે તુરત કરવાની કોઈ આસા માગતું હોય કે આસા કરતું હોય એમ સમજાય માટે એને **અનિયમિત વર્તમાનકાળ;** અને **કરવું, લેવું, આવવું,** જવું એ ઉપરથી કોઈ ક્રિયા **હાલ** થતી નથી પણ તે કરવાને હાલ **નક્કી ઠરાવ** કે **આજ્ઞા** થાયછે એમ સમજાય છે માટે એને **વિધિ વર્તમાનકાળ** કહેવાય. કહો વારૂ, આપણે કેટલી જાતના **વર્તમાનકાળ** કહ્યા અને તે કયા તે તમને યાદ રહ્યું? **વિ.**—હા, સાહેબ. ત્રણ. **વર્તમાનકાળ, અનિયમિત વર્તમાનકાળ.** અને **વિધિ વર્તમાનકાળ. શિ.**—બરાબર. એ પ્રમાણે બીજા પણ કેટલાક **કાળ** સમજાય છે તેની વાત કરીએ. **કર્યું, ખાધું, ઉઠયો, ગયો, આવ્યો,** એ સઘળાં **ક્રિયાપદ** ઉપરથી તે દરેકની ક્રિયા હાલ **પુરી થઈ રહેલી** છે એમ સમજાય માટે **ભૂતકાળ;** કરતો, **જતી, આવતી, બેસતો,** ઊઠતો, એવાં ક્રિયાપદ ઉપરથી તે ક્રિયા પેહેલાં થતી હતી ખરી પણ હાલ તે પુરી થઈ કે કેમ તે સમજાતું નથી, માટે **અનિયમિત ભૂતકાળ;** અને **બેસત, ઊઠત, જાત લખત, આવત,** એવાં રૂપ ઊપરથી કોઈ ક્રિયા પુરી થઈ હોત

* દરેકનો અર્થ જુદો જુદો પૂછી કઢાવવાથી વધારે સેહેલા રૂપમાં આવીશકે.

પણ તે કરવામાં જેની જરૂર હતી તે નહોવાથી અટકી પડી એમ સમજાયમાટે એને **સંકેતભૂતકાળ** કહેવાય. કહો વારૂ, ભૂતકાળ કેટલી જાતના થયા તે તથા તેનાં નામ તમને યાદ રહ્યાં ? વિ.—હા, સાહેબ. ત્રણ. ભૂતકાળ, અનિયમિત ભૂતકાળ, અને સંકેત ભૂતકાળ. શિ.—બરાબર હવે ફક્ત એકજ કાળ બાકી રહ્યો. **કરીશ, જઈશ, આવીશ, લેજે, બેસજે, આવજો** એ ક્રિયાપદો ઉપર થી કોઇ ક્રિયા હવેથી થ[illegible]ની છે એ[illegible]ય છે, માટે એને ભવિષ્કાળ કહેવો."

"**પુનરાવર્તનઃ**—પ્ર.—ક્રિયાપદના કાળ કહેવાથી તમે શું સમજ્યા ? ઉ.—ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપઉપરથી કોઇ ક્રિયા ક્યારે થયલી તેના જુદા જુદા વખત સમજી લૈયેછીએ તેને ક્રિયાપદના કાળ કહેવા. પ્ર.—મુખ્ય કાળ કેટલા છે અને તે કયા ? ઉ.—ત્રણ. વર્તમાન કાળ, ભૂતકાળ, અને ભવિષ્યકાળ. પ્ર.—કોઇ ક્રિયાપદને **વર્તમાનકાળનું**, કોઇને **ભૂતકાળનું**, અને કોઇને **ભવિષ્યકાળનું**, ક્યારે કહેવાય ? ઉ.—જ્યારે તે ક્રિયાપદપરથી એમ સમજાય કે તે ક્રિયા હાલ ચાલેછે ત્યારે **વર્તમાન કાળનું**; જ્યારે એમ સમજાય કે તે ક્રિયા હાલ પુરી થઈ રહેલી છે ત્યારે **ભૂતકાળનું**, અને જ્યારે એમ સમજાય કે તે ક્રિયા હવે પછી થવાની છે ત્યારે **ભવિષ્યકાળનું** કહેવાય. પ્ર.—**વર્તમાનકાળ** કેટલા પ્રકારના છે અને તે કયા ? ઉ.—ત્રણ. **વર્તમાનકાળ, અનિયમિત વર્તમાનકાળ**, અને **વિધિ વર્તમાનકાળ**. પ્ર.—અનિયમિત વર્તમાનકાળ અને વિધિ વર્તમાનકાળ ક્યારે સમજાય ? ઉ.—જ્યારે કોઇ ક્રિયા હાલ થતી હશે કે નહિ તે વિશે સંદેહ રહે ત્યારે **અનિયમિત વર્તમાનકાળ** અને જ્યારે કોઇ ક્રિયા કરવાવિશે હાલ કંઇ નક્કી ઠરાવ થાયછે

એમ સમજાય ત્યારે **વિધિવર્તમાન**કાળ કહેવાય. **પ્ર.**—ભૂતકાળ કેટલી જાતના છે અને તે કયા? **ઉ.**—ત્રણ. ભૂતકાળ, **અનિયમિત** ભૂતકાળ અને **સંકેત** ભૂતકાળ. **પ્ર.** **અનિયમિત** ભૂતકાળ અને **સંકેત** ભૂતકાળ કયારે કહેવાય? **ઉ.**—કોઇ ક્રિયા પહેલાં થતી હતી ખરી એમ સમજાય પણ પછી તે પુરી થઇ કે નહિ તેબાબતનો સંદેહ રહે ત્યારે **અનિયમિત** ભૂતકાળ; અને ફલાણું એમ હોત તો તે ક્રિયા પૂરી થઇ હોત, પણ તે એમ નહોવાથી કરેલા **સંકેતમાં** વાંધો પડ્યો એમ સમજાય ત્યારે **સંકેત**ભૂતકાળ કહેવાય ઇત્યાદિ."

---

૪૭ 'લખેછે' કહેવાથી કોઇ હાલલખે છે, 'લખ્યું' કહેવાથી કંઇ લખવાનું હતું તે હાલ પુરૂં થઇ રહ્યું છે, અને 'લખશે' કહેવાથી અત્યારપછી લખશે એમ સમજાય છે. એવી રીતે ક્રિયાપદના રૂપઉપરથી તે ક્રિયા હાલ ચાલેછે કે પુરી થઇ કે હવે પછી થવાની છે તે સામો માણસ સમજી લેછે, તેને ક્રિયાપદના काळ કહેવાય. મૂખ્ય काळ ત્રણ છે. ૧ વર્તમાનकाळ. ૨ ભૂતकाळ. ३ भविष्यकाळ.

૪૮ 'લખેછે' કહેવાથી હાલ નક્કી લખેછે 'લખે' કહેવાથી હાલ લખતો હોય કે નહોય, અને 'લખવું' કહેવાથી તે લખવાને હાલ નક્કી ઠરાવ્યું એમ સમજાય છે, એ ક્રિયાપદથી ચાલતા વખતને લગતો અર્થ જણાયછે એ ત્રણના જુદાં જુદાં નામછે. જ્યારે કોઇ ક્રિયા હાલ નક્કી ચાલેછે એમ સમજાય ત્યારે વર્તમાનकाळ, કોઇ

ક્રિયા હાલ ચાલતી હોય કે ન હોય તે નક્કી નહિ પણ તે કામ હાલ કરવાને કોઈ આજ્ઞા માગતું હોય કે આજ્ઞા કરતું હોય એમ સમજાય ત્યારે અનિયમિત વર્તમાનકાળ, અને જ્યારે કોઇ ક્રિયા કરવાને હાલ નક્કી ઠરાવ કે આજ્ઞા થાયછે એમ સમજાય ત્યારેવિધિ વર્તમાનકાળ કહેવાય એવા વર્તમાનકાળના ત્રણ પ્રકાર થાય છે તેના પ્રત્યય ઘણુંખરૂં નીચે પ્રમાણે હોયછે:—

વર્તમાનકાળ.—'ઉં છું', 'એછે', 'ઈએછીએ', 'ઓછો'; જેમકે, લખુંછું, લખેછે, લખીએ છીએ, લખોછો ઇત્યાદિ.

અનિયમિત વર્તમાનકાળ.—'ઉં', 'એ', 'અ', 'ઈએ', 'ઓ'; જેમકે, લખું, લખે, લખ, લખીએ, લખો, ઇત્યાદિ.

વિધિવર્તમાનકાળ.—વો, વી, વું, વા, વાં; જેમકે, કરવો, કરવી, કરવું, કરવા, કરવાં, ઇત્યાદિ.

☞ એ કાળના પ્રત્યય મૂળ અથવા ધાતુને લગાડવા.

૪૯ 'લખ્યું' કહેવાથી નક્કી લખાઇ રહેલુંછે, 'લખતો' કહેવાથી પેહેલાં લખાતું તો હતું પણ પછી પુરૂં થયું હોય કે ન હોય, અને 'લખત' કહેવાથી લખાયું હોત પણ તે કરવામાં જેની જરૂર હતી તે ન હોવાથી પુરૂં થયું નહિ, એ રીતે એવાં ક્રિયાપદ ઉપરથી ગયા વખતને લગતી જુદી જુદી ત્રણ બાબત સમજાય છે. એ ત્રણનાં જુદાં જુદાં નામછે. જ્યારે કોઇ ક્રિયા નક્કી પુરીજ થઇ રહેલી છે એમ સમજાય ત્યારે ભૂતકાળ, કોઇ ક્રિયા

પેહેલાં એટલે ગયા વખતમાં ચાલતી હતી ખરી, પણ પછી પુરીથઇ હોય કે નહોય એવું સંદેહ ભરેલું સમજાય ત્યારે અનિયમિત ભૂતકાળ; અને કોઇ ક્રિયા ગયા વખતમાં પુર થઇ હોત, પણ વચ્ચે કોઇ અડચણ આવી નડવાથી પુરી થઈ શકી નહિ એમ સમજાય ત્યારે સંકેતભૂતકાળ કેહેવાય. એ રીતે ભૂતકાળનાત્રણ ભેદ પડેછે. એ કાળના ક્રિયાપદને ઘણુંખરૂં નીચે જણાવ્યા પ્રમાણે પ્રત્યય હોયછે.

ભૂતકાળ.—યો, ઈ, યું, યા, યાં; ધો, ધી, ધું, ધા, ધાં; ઠો, ઠી, ઠું, ઠા, ઠાં; જેમકે, લખ્યો, લખી, લખ્યું, લખ્યા, લખ્યાં; પીધો, પીધી, પીધું, પીધા, પીધાં; દીઠો, દીઠી, દીઠું, દીઠા, દીઠાં.

અનિયમિતભૂતકાળ.—તો, તી, તું, તા, તાં; જેમકે, કરતો, કરતી, કરતું, કરતા, કરતાં; લેતો, લેતી, લેતું, લેતા, લેતાં, ઇત્યાદિ.

સંકેતભૂતકાળ.—'ત'; જેમકે, કરત, લેત, ઉઠત.

૫૦ 'લખશે' કેહેવાથી હવેપછી લખવાનું છે અને 'જશે' કેહેવાથી હજીલગી ગયું નથી પણ હવેપછી જશે એમ સમજાયછે; એવાં ક્રિયાપદથી કોઇ ક્રિયા આવતા વખતમાં થવાનીછે એમને સમજાયછે માટે ભવિષ્ય-કાળનાં કેહેવાય કોઇ ક્રિયાપદના ધાતુને ઈશ, શે, જે, ઈશું, અને શો, પ્રત્યય લગાડવાથી ભવિષ્યકાળ સમજાય છે; જેમકે, કરીશ, કરશે, કરજે, કરીશું, કરશો, વગેરે.

---

## પુરુષ, જાતિ અને વચન.

—ooo—

"શિ.—હું જાઉં છું, તે જાય છે, અને આપણે જઈ-

"એ છીએ, એ ત્રણે દાખલામાં કયા ધાતુનાં ક્રિયાપદ આવે છે અને તે કયા કાળમાં છે ? વિ.—'જા' ધાતુનાં અને એ ત્રણે ઉપરથી વર્તમાનકાળ સમજાય છે. શિ.—ખરાખર. એ ક્રિયાપદનો ધાતુ તો એકજ છે, અને કાળ પણ એકજ છે, ત્યારે એ દરેક દાખલામાં ફેરવાતું કેમ હશે ? ફેરવ્યા સિવાય બોલાય ખરૂં ? વિ.—ના, સાહેબ. સઘળે ઠેકાણે એકજ બોલાતું નથી. હું જાઉંછું બોલાય છે પણ હું જાય છે બોલાતું નથી, તેમજ તે જાઉંછું બોલાતું નથી પણ તે જાયછે બોલાય છે. શિ.—ખરાખર. એ ઉપરથી ક્રિયાપદમાં પુરૂષ ઠરેછે. જયારે જાઉંછું, બેસુંછું, જઇશ, આવીશ, કરૂંછું એવી રીતે ક્રિયાપદ ઉપરથી બોલનાર માણસ તે ક્રિયાનો કરનાર હોય એમ સમજાય ત્યારે તે પેહેલાપુરૂષમાં; કરજે, આવ, બેસ, એ પ્રમાણે જયારે સામો માણસ તે ક્રિયાનો કરનારછે એમ સમજાય ત્યારે બીજા પુરૂષમાં; અને જશે, કરશે, જાયછે, આવ્યો, એ રીતે જયારે ક્રિયાપદ ઉપરથી ક્રિયાનો કરનાર કોઈ ત્રીજોપુરૂષ સમજાય ત્યારે તે ક્રિયાપદ ત્રીજાપુરૂષમાં છે એમ કહેવું."

"શિ.—પાઠ વાંચવો, ચોપડી વાંચવી, નામું વાંચવું, એમાં ક્રિયાપદ શા પ્રમાણે ફેરવાતું હશે તે તમે કહી શકશો ? વિ.—હા, સાહેબ. જાતિ પ્રમાણે ફેરવાતું જણાય છે; નરજાતિ છે ત્યાં 'વો,' નારીજાતિ છે ત્યાં 'વી', અને નાન્યતરજાતિ છે ત્યાં 'વું' બોલાય છે. શિ.—ખરાખર. એવાં કેટલાંક ક્રિયાપદ ઉપરથી તેના ક્રિયાનાથની જાતિ સમજાયછે. જયારે ક્રિયાપદનું રૂપ નરજાતિ પ્રમાણે હોય ત્યારે નરજાતિનું, નારીજાતિ પ્રમાણે હોય ત્યારે નારીજાતિનું, અને નાન્યતરજાતિ પ્રમાણે હોય ત્યારે તે ક્રિયાપદ નાન્યતરજાતિનું કહેવું."

"શિ.—(તું) છે, (તમે) છો, (હું) છું, (અમે) છીએ, એ ઉપરથી તમને શું સમજાય છે? વિ.—'છે' અને 'છું' ઉપરથી તે ક્રિયાનો કરનાર **એક** છે એમ અને 'છો' 'છીએ' ઉપરથી ક્રિયાના કરનાર **એકકરતાંવધારે** છે એમ સમજાય છે. શિ.—હા. એઉપરથી **ક્રિયાપદનાં વચન** ઠરે છે. જ્યારે તેનાં રૂપ ઉપરથી એકપણાનો અર્થ સમજાય ત્યારે **એકવચનમાં** અને એકકરતાં વધારેનો અર્થ સમજાય ત્યારે **બહુવચનમાં** કહેવું."

"**પુનરાવર્તનઃ**—**ક્રિયાપદના પુરૂષ** તે શું? ઉ.—ક્રિયા પદનાં રૂપ ઉપરથી તે ક્રિયાનો કરનાર બોલનાર પોતે, કે સામો માણસ, કે જેને વિશે બોલતા હોય તે સમજાય છે તેને ક્રિયા પદનાપુરૂષ કહેવાય. પ્ર.—પુરૂષ કેટલા છે અને તે દરેક **પુરૂષમાં** ક્રિયાપદ કયારે કહેવાય? ઉ.—ત્રણ. જ્યારે ક્રિયાપદનાં રૂપ ઉપરથી સમજાય કે તે કરનાર **બોલનાર માણસ** પોતે છે ત્યારે **પેહેલા પુરૂષમાં**; જ્યારે ક્રિયા કરનાર **સાંભળનાર કે સામો માણસ** સમજાય ત્યારે **બીજા પુરૂષમાં**; અને જ્યારે ક્રિયા કરનાર કોઈ ત્રીજુંજ સમજાય ત્યારે **ત્રીજા પુરૂષમાં** છે એમ કહેવાય. પ્ર.—ક્રિયાપદની **જાતિ** તે શું? ક્રિયાપદનાં કેટલાંક રૂપ ઉપરથી તે **નર, નારી** કે **નાન્યતર** જાતિ પ્રમાણે છે, એમ સમજાય છે તેને ક્રિયાપદની જાતિ કહેવાય. પ્ર.—**ક્રિયાપદનાં વચન** તે શું? ઉ.—ક્રિયાપદનાં રૂપ ઉપરથી કેટલીકવાર એક કે અનેકપણાનો અર્થ સમજાય છે તેને **ક્રિયાપદનાં વચન** કહેવાં."

---

૫૧. 'જાઉંછું' કહેવાથી કોઇ બોલનાર માણસ જાયછે, 'જા' કહેવાથી કોઇ સામા માણસને જવાનું કહ્યું

અને 'જાયછે' કહેવાથી કોઇ ત્રિજો માણસ જાય છે એમ સમજાયછે. એ ઉપરથી ક્રિયાપદના પુરુષ ઠરેછે. ૧ પેહેલો પુરુષ. ૨ બીજોપુરુષ. ૩ ત્રિજોપુરુષ.

પર. જયારે બોલનાર ક્રિયાનો કરનારછે એમ ક્રિયાપદ ઉપરથી સમજાય ત્યારે પેહેલો પુરુષ; જયારે સાંભળનાર કે સામો માણસ ક્રિયાનો કરનાર છે એમ ક્રિયાપદ ઉપરથી સમજાય ત્યારે બીજો પુરુષ; અને જયારે કોઇ ત્રીજુંજ ક્રિયાનું કરનાર છે એમ ક્રિયાપદનાં રૂપ ઉપરથી સમજાય ત્યારે ત્રીજોપુરુષ કહેવાય.

પ૩. કરવો, કરવી, કરવું; આવતો, આવતી, આવતું; આવ્યો, આવી આવ્યુ; એ રીતે કેટલાંક ક્રિયાપદનાં રૂપ નરજાતિ જેવાં, કેટલાંકનાં રૂપ નારીજાતિનાં જેવાં, અને કેટલાંકનાં નાન્યતરજાતિ જેવાં હોય છે. એ ઉપરથી ક્રિયાપદની જાતિ ઠરે છે. નરજાતિનાં જેવું રૂપ હોય ત્યારે નરજાતિ, નારીજાતિનાં જેવું રૂપ હોય ત્યારે નારીજાતિ, અને નાન્યતરજાતિનાં જેવું રૂપ હોય ત્યારે નાન્યતરજાતિ કહેવાય.

પ૪. સઘળાં ક્રિયાપદનાંરૂપ ઉપરથી જાતિ સમજાતી નથી. વિધિવર્તમાનકાળ, ભૂતકાળ અને અનિયમિત ભૂતકાળનાં ક્રિયાપદને જાતિ દર્શક 'ઓ' 'ઈ' 'ઉં' કે 'આ' 'ઇ' 'આં' હોયછે. ક્રિયાપદ ઉપરથી પુરૂષઅને જાતિ એકે વખતે સમજાતાં નથી અથવા પુરૂષ અને જાતિના પ્રત્યય એકજ વખતે કોઈ ક્રિયાપદને લગાડવાની રીત નથી.

પપ. (હું) જાઉં છું અને (અમે) જઈએ છીએ. (તે)ગયો

ને (તેઓ) ગયા. એ રીતે ક્રિયાપદનાં રૂપ ઉપરથી એક અને અનેકપણાનો અર્થ સમજાય છે, તેને ક્રિયાપદનાં વચન કેહવાય છે, જ્યારે એકપણાનો અર્થ સમજાય ત્યારે **એકવચન** અને અનેકપણાનો અર્થ સમજાય ત્યારે **બહુવચન** કેહેવાય.

૫૬. છો, તથા હો, જા, ધા, રહે વગેરે કેટલાક ધાતુનાં ક્રિયાપદ બીજાં ક્રિયાપદની સાથે આવીને જાણે તેના **અર્થ**માં વધારો કરેછે એવાં ક્રિયાપદને **સહાયકારક** ક્રિયાપદ કહેવાં.

૫૭. **પુરૂષ** જાતિ અને **વચનના** પ્રત્યય કાળ તથા **ભેદ**નીસાથે ધાતુને કેમ લાગે છે તેના નમુના નીચે બતાવ્યાછે. હરકોઇ ધાતુને વર્તમાનકાળ કરવામાં 'છ' ધાતુ વપરાય છે તેનાં રૂપ પ્રથમ આપ્યાં છે. 'છ'નું અકરણ રૂપ '**નથી**' થાયછે તેનાં રૂપસઘળા પુરૂષ અને વચનમાં એકજ રહે છે.

૫૮. 'છ' ધાતુને વર્તમાનકાળ સિવાય બીજા કોઇ કાળનાં રૂપ હોતાં નથી.

'છ' ધાતુ.

**વર્તમાનકાળ.**

| | **એકવચન.** | **બહુવચન.** |
|---|---|---|
| પેહેલો પુરૂષ | (હું) છું. | (અમે કે આપણે) છીએ,છૈયે. |
| બીજો પુરૂષ | (તું) છે. | (તમે) છો. |
| ત્રીજો પુરૂષ | (તે) છે. | (તેઓ) છે. |

૬૦ **વર્તમાનકાળ, અનિયમિત વર્તમાનકાળ અને ભવિષ્યકાળમાં** ક્રિયાપદને પુરૂષ અને **વિધિવર્તમાન-કાળ, ભૂતકાળ,** તથા **અનિયમિત ભૂતકાળમાં જાતિના પ્રત્યય** હોય છે. **સંકેતભૂતકાળમાં** સઘળી જાતિ અથવા પુરૂષમાં એકજ રૂપે રહે છે, માટે ક્રિયાપદનાં રૂપ બતાવવામાં એ અનુક્રમ રાખ્યોછે.

૬૦— ક્રિયાપદના ધાતુને પુરૂષ, જાતિ, અને વચન શુધ્ધાં* કાળના પ્રત્યય ઘણુંખરૂં નીચેના કોઠામાં બતાવ્યા પ્રમાણે લાગેછે.

| | એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|---|
| કાળ.— (પુરૂષદર્શક) | પેહેલો પુરૂષ | બીજોપુરૂષ. | ત્રીજોપુરૂષ. | પેહેલોપુરૂષ. | બીજોપુરૂષ. | ત્રીજો પુરૂષ. |
| વર્તમાનકાળ.— | ઉં છું. | એ છે, ય* છે. | એ છે. ય* છે. | ઈએ ઈએ-છીએ-છીયે. | ઓ છો. | એ છે. ય* છે. |
| અનિયામતવર્ત.— | ઉં. | એ, ય, ધાતુરૂપ | એ, *ય. | ઈએ. | ઓ. | એ, *ય. |
| ભવિષ્યકાળ.— | ઈશ. | શે, જે. | શે. | ઈશું, શું. | શો, જો. | શે. |
| કાળ. (જાતિદર્શક) | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજા. | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજાતિ |
| વિધિવર્તમાનકાળ. | વો. | વી. | વું. | વા. | વી. | વાં. |
| ભૂતકાળ. | યો, ધો, ઠો. | ઈ, ધી, ઠી. | યું, ધું, ઠું. | યા, ધા, ઠા. | ઈ, ધી, ઠી, | યાં, ધાં, ઠાં. |
| અનિયમિતભૂતકાળ. | તો. | તી. | તું. | તા. | તી. | તાં. |

સંકેતભૂતકાળમાં 'ત' કે 'અત' પ્રત્યય હોયછે. નારીજાતિનાં બહુવચનમાં કેટલાક 'ઓ' લગાડેછે, પણ તે રૂપ ઝાઝું વપરાતું નથી. *જેને છેડે 'આ' હોય તેવાધાતુને એ પ્રત્યયલાગેછે; જેમ કે, જાયછે, જાય; ખાયછે, ખાયઈ;

ઉપરના પ્રત્યયો ભેદશુધ્ધાં સકર્મક કે અકર્મક ધાતુને નીચે પ્રમાણે લાગેછે:—

૬૧—(સકર્મક ધાતુ 'કર') મૂળ ભેદ (અકર્મક ધાતુ 'ફર')

| | કાળ. (પુરૂષદર્શક) | પેહેલોપુરૂષ. | બીજોપુરૂષ. | ત્રીજોપુરૂષ. | પેહેલોપુરૂષ | બીજોપુરૂષ | ત્રીજોપુરૂષ. |
|---|---|---|---|---|---|---|---|
| એકવચન. | વર્તમાનકાળ. | કરૂંછું. | કરેછે. | કરેછે. | ફરૂંછું. | ફરેછે. | ફરેછે. |
| | અનિયમિતવર્તમાન | કરૂં. | કરે, કર. | કરે. | ફરૂં. | ફરે. ફર | ફરે. |
| | ભવિષ્યકાળ. | કરીશ. | કરશે, કરજે. | કરશે. | ફરીશ. | ફરીશે,ફરજે | ફરશે. |
| બહુવચન. | વર્તમાનકાળ. | કરીએછીએ. | કરોછો. | કરેછે. | ફરીએછીએ | ફરોછો. | ફરેછે. |
| | અનિયમિતવર્તમાન. | કરીએ–યે. | કરો. | કરે. | ફરીએ-યે. | ફરો. | ફરે. |
| | ભવિષ્યકાળ. | કરીશું, કરશું. | કરશો-જો. | કરશે. | ફરીશું, ફરશું. | ફરશો-ફરજો. | ફરશે. |
| | કાળ. (જાતિદર્શક) | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજા. | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજા. |
| એકવચન. | વિધિવર્તમાનકાળ. | કરવો. | કરવી. | કરવું. | ફરવો. | ફરવી. | ફરવું. |
| | ભૂતકાળ. | કર્યો.. | કરી. | કર્યું | ફર્યો. | ફરી. | ફર્યું. |
| | અનિયમિતભૂતકાળ. | કરતો. | કરતી. | કરતું. | ફરતો. | ફરતી, | ફરતું. |
| બહુવચન. | વિધિવર્તમાનકાળ. | કરવા. | કરવી. | કરવાં, | ફરવા . | ફરવી. | ફરવાં. |
| | ભૂતકાળ. | કર્યા. | કરી | કર્યાં. | ફર્યા. | ફરી. | ફર્યાં. |
| | અનિયમિતભૂતકાળ. | કરતા. | કરતી. | કરતાં. | ફરતા. | ફરતી. | ફરતાં. |

સંકેતભૂતકાળ.—(સઘળા પુરૂષ, જાતિ અને વચનમાં) 'કરત' અને 'ફરત'.

## ૬૩—'હો' ધાતુ.

### એકવચન.

| કાળ (પુરૂષદર્શક.) | પેહેલોપુરૂષ. (હું.) | બીજોપુરૂષ. (તું.) | ત્રીજોપુરૂષ. (તે.) |
|---|---|---|---|
| વર્તમાનકાળ.— | હોઊંછું. | હોયછે. | હોયછે. |
| અનિયમિતવર્તમાન. | હોઊં. | હોય. | હોય. |
| ભવિષ્યકાળ.– | હઇશ,હોઇશ. | હઇશ,હોજે. | હશે,હોશે. |
| કાળ (જાતિદર્શક.) | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજાતિ. |
| વિધિવર્તમાનકાળ. | હોવો. | હોવી. | હોવું. |
| ભૂતકાળ. | હતો,હોતો. | હતી,હોતી. | હતું,હોતું. |

### બહુવચન.

| કાળ (પુરૂષદર્શક) | પેહેલોપુરૂષ. (આપણે. કે અમે.) | બીજોપુરૂષ. (તમે.) | ત્રીજોપુરૂષ. (તેઓ.) |
|---|---|---|---|
| વર્તમાનકાળ.— | હોઇએછીએ. | હોછો. | હોયછે. |
| અનિયમિવર્ત.— | હોઇએ. | હો. | હોય. |
| ભિવિષ્યકાળ.— | હઇશું,હોઇશું. | હશો,હોજો. | હશે. |
| કાળ (જાતદર્શક) | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજાતિ. |
| વિધિવર્તમાન. | હોવા. | હોવી. | હોવાં. |
| ભૂતકાળ.— | હતા,હોતા. | હતી,હોતી. | હતાં,હોતાં |

એ ધાતુને અનિયમિત ભૂતકાળનાં રૂપ નથી. સંકેત ભૂતકાળના સઘળા પુરૂષ અને જાતિમાં 'હોત અથવા 'હત' રહેછે.

## શક્યભેદ.

## ૬૪–સકર્મકધાતુ 'વેચ'.

### એકવચન.

| કાળ (પુરૂષદર્શક.) | પેહેલોપુરૂષ- | બીજોપુરૂષ. | ત્રીજોપુરૂષ. |
|---|---|---|---|
| વર્તમાનકાળ.— | વેચાઊંછું. | વેચાયછે. | વેચાયછે. |
| અનિયામતવર્ત.— | વેચાઊં. | વેચાય. | વેચાય. |
| ભવિષ્યકાળ. | વેચાઇશ. | વેચાઇશ,વેચાશે. | વેચાશે. |

| કાળ (જાતિદર્શક.) | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજાતિ. |
|---|---|---|---|
| વિધિવર્તમાન.— | વેચાવો. | વેચાવી. | વેચાવું. |
| ભૂતકાળ.— | વેચાયો. | વેચાઈ. | વેચાયું. |
| અનિયમિતભૂત.— | વેચાતો. | વેચાતી. | વેચાતું. |

**બહુવચન.**

| કાળ (પુરૂષદર્શક.) | પેહેલોપુરૂષ. | બીજોપુરૂષ. | ત્રીજોપુરૂષ. |
|---|---|---|---|
| વર્તમાનકાળ.— | વેચાઈએછીએ. | વેચાઓછો. | વેચાયછે |
| અનિયમિતવર્ત.— | વેચાઈએ. | વેચાઓ. | વેચાય. |
| ભવિષ્યકાળ.- | વેચાઈશું, | વેચાશો, | વેચાશે. |
| | વેચાશું. | વેચાજો. | |

| કાળ (જાતિદર્શક.) | નરજાતિ. | નારીજાતિ. | નાન્યતરજાતિ. |
|---|---|---|---|
| વિધિવર્તમાન.— | વેચાવા. | વેચાવી. | વેચાવાં. |
| ભૂતકાળ.— | વેચાયા. | વેચાઈ. | વેચાયાં. |
| અનિયમિતભૂત.— | વેચાતા. | વેચાતી. | વેચાતાં. |

**સંકેતભૂતકાળ.**–(સઘળા પુરૂષ,જાતિ અને વચનમાં)'વેચાત'.

**શક્યભેદ.**

**૬૫—અકર્મકધાતુ 'ફર'**

અકર્મક ધાતુના શક્યભેદમાં ક્રિયાપદનો ભાવ કર્તા હોયછે માટે કાળનાં રૂપ ત્રીજોપુરૂષ અને નાન્યતરજાતિનાં એક વચનમાંજ થાયછે.

| **વર્તમાનકાળ** | **અનિયમિત વર્તમાનકાળ.** |
|---|---|
| ફરાયછે. | ફરાય. |

| **વિધિવર્તમાનકાળ** | **ભૂતકાળ** | **અનિયમિતભૂતકાળ** |
|---|---|---|
| ફરાવું. | ફરાયું. | ફરાતું. |

| **સંકેતભૂતકાળ** | **ભવિષ્યકાળ** |
|---|---|
| ફરાત. | ફરાશે. |

## કૃદંત.



"શિ.—**કરવું, કરવાને, કરવાનેમાટે, કરવાથી, કરવાની, કરવામાં,** એ ક્રિયાપદનાં રૂપોમાં તમને કંઈ નવું દેખાયછે વારૂ? વિ.—હા, સાહેબ. એને તો નામના જેવા **વિભક્તિનાપ્રત્યય** લાગેલાછે. શિ.—બરાબર. એવા અને બીજા કેટલાક **પ્રત્યય** ક્રિયાપદનાં **મૂળને** લગાડવામાં આવે છે તે ઉપરથી તેનો **ક્રિયાની** સાથે **નામ, વિશેષણ,** કે **અવ્યયના** જેવો પણ અર્થ સમજી શકાય છે, એવા પ્રત્યયવાળા ક્રિયાપદના શબ્દને **કૃદંત** કહેવાય; ઉપરના એવા શબ્દોથી ક્રિયાની સાથે **નામનો અર્થ** સમજાયછે તથા તેને નામના જેવા વિભક્તિના પ્રત્યય છે માટે તે સઘળાને **કૃદંતનામ** કહેવાય. કહો વારૂ, **પીધેલો** માણસ, **ભણેલી** છોકરી, અને **રાંધેલું** દુધ, એમાં કયા કૃદંત આવે છે તથા તેનો કેવો અર્થ સમજાય છે તે તમે કહી શકશો? વિ.—હા સાહેબ, માણસ કેવો? **પીધેલો,** છોકરી કેવી? **ભણેલી,** અને દુધ કેવું? **રાંધેલું,** એ રીતે એ શબ્દો **વિશેષણનીપેઠે** ગુણ બતાવતા હોય એમ જણાય છે. શિ.—હા. તેથી કરીને એવાં કૃદંતને **કૃદંત વિશેષણ** કહેવાં. એ **કૃદંતમાં ભૂતકાળનો** અર્થ રહેલોછે માટે એને **ભૂતકૃદંત** પણ કહેવાય છે. વારૂ, એ કૃદંત **વિશેષણને** બીજી કોઇ બાબતમાં મળતાં દેખાયછે? વિ.—હા, **પહેલા પ્રકારનાં વિશેષણ** પ્રમાણે એનાં રૂપ વિશેષ્યની જાતિ પ્રમાણે ફરે છે; ભાંગેલો, ભાંગેલી, ભાંગેલું; ફાટેલો, ફાટેલી, ફાટેલું, ઇત્યાદિ. શિ.—બરાબર. 'હું **જમીને** આવુંછું' અને 'તે ચોપડી **લઈ** જાયછે' એએમાં કોઈ કૃદંતછે. વિ.—હા. '**જમીને**' તથા '**લઇ**'. શિ,—બરાબર. એ કૃદંત

"આપણે આગળ કહ્યાં તેનાથી કોઇરીતે જુદાં પડતાં દેખાય છે? વિ.—હા, સાહેબ. એ કૃદંતને વિભક્તિ વગેરેના જેવા પ્રત્યય લાગતા નથી તથા રૂપ પણ ફેરવાતાં નથી તેથી અવ્યય જેવાં દેખાય છે. શિ—બરાબર. એવા કૃદંત ઉપરથી ક્રિયાનો અર્થ સમજાય છે ખરો, પણ બીજાં ક્રિયાપદ, નામ, સર્વનામ, કે વિશેષણનીપેઠે એનાં રૂપમાં ફેરફાર થતો નથી માટે એવાં કૃદંતને કૃદંત અવ્યય કહેવાં"

" પુનરાવર્તન—પ્ર.—કૃદંત કોને કહેવાય? ઉ.—ક્રિયાપદના ધાતુને પ્રત્યય લાગવાથી તેનાં નામ, વિશેષણ કે અવ્યયનાં જેવાં રૂપ થાયછે તેને. પ્ર.—કૃદંતનામ ક્યારે કહેવાય? ઉ.—જયારે કોઈ કૃદંત ઉપરથી નામના જેવો અર્થ સમજાય અને નામના જેવા વિભક્તિ વગેરેના પ્રત્યય હોય કે લગાડી શકાય તેવાં રૂપનાં કૃદંતને કૃદંતનામ કહેવાય. પ્ર.—કૃદંતવિશેષણ ક્યારે કહેવાય? ઉ.— વિશેષણ નીપેઠે ગુણ બતાવતાં હોય તેવાં કૃદંતને કૃદંતવિશેષણ કહેવાય. પ્ર.—કૃદંતવિશેષણને ભૂત કૃદંત કહેવાનું કારણ શું? ઉ.—એમાં ભૂતકાળનો અર્થછે માટે. પ્ર.—કૃદંત અવ્યય ક્યારે કહેવું? ઉ.—જે કૃદંતને નામ, સર્વનામ, વિશેષણ કે ક્રિયાપદના જેવા પ્રત્યય હોતા નથી, અથવા રૂપમાં વધઘટ થતી નથી, તેવા કૃદંતને કૃદંત અવ્યય કહેવાય.ઇત્યાદિ."

---

૬૬ આગળ કહ્યા તે કાળ, ભેદ, પુરૂષ, અને જાતિના પ્રત્યય ધાતુને લાગવાથી જુદાં જુદાં રૂપનાં ક્રિયાપદ થાય છે, પણ કેટલાક પ્રત્યય તો એવા હોય છે કે તે ધાતુને લગાડવાથી તેના ક્રિયાની સાથે નામ, વિશેષણ, કે અવ્ય

યનાં જેવાં રૂપ થાયછે તથા અર્થ સમજાય છે એવાં ક્રિયાપદનાં રૂપને કૃદંત કહેવાય.

૬૭ 'કરવું,' 'કરવાને,' 'કરવાનેમાટે,' 'કરવાથી,' 'કરવાનો,' 'કરવામાં' એરૂપો 'કર' ધાતુને પ્રત્યય લાગવાથી થયાં છે અને એમાં નામના જેવા અર્થ સમજાય છે તથા પ્રત્યય લાગેલા છે માટે એવાં કૃદંતને કૃદંત નામ કહેવાય. હરકોઇ ધાતુને ઘણુંખરૂં 'વો,' 'વી,' 'વું,' પ્રત્યય લગાડવાથી કૃદંત નામ થાય છે; જેમકે, લખવો, લખવી, લખવું; વાંચવો, વાંચવી, વાંચવું. એ કૃદંતનામને નામનીપેઠે જાતિ, વચન, અને વિભકિતના પ્રત્યય લાગેછે; પણ જયારે વિભકિતના પ્રત્યય લાગેછે ત્યારે જાતિ અને વચન ભેદ સમજાતો નથી.

૬૮ 'કરનાર,' 'બેસનાર,' 'કરેલો,' 'બેઠેલો,' એવા શબ્દોમાં ક્રિયાનીસાથે વિશેષણનો અર્થ સમજાયછેમાટેએવાકૃદંતને કૃદંત વિશેષણ કહેવાં.કૃદંત વિશેષણનાં રૂપપેહેલાપ્રકારનાં વિશેષણ જેવાં હોયછે, અને વિશેષણનીપેઠે જયારે વિશેષ્ય સિવાય એકલાં હોય ત્યારે વિભકિત અને વચનના પ્રત્યયપણ લાગેછે.હરકોઇ ધાતુ ને एलो,एली,एलुं; तो,ती, तुं;नारो, नारि, नारुं કે यो, ई, युं પ્રત્યય લગાડવાથી ઘણુંખરૂં તે કૃદંતવિશેષણ થઇ શકેછે. જેમકે સંઘરેલો, સંઘરેલી, સંઘરેલું; સંઘરતો, સંઘરતી, સંઘરતું; સંઘરનારો, સંઘરનારી, સંઘરનારૂં ;સંઘર્યો, સંઘરી, સંઘર્યું. બહુવચનમાં 'ઓ' નો 'આ' અને 'ઉ' નો'આં' થાય છે.

૬૯ 'કરી' 'કરીને,' 'બેસી' 'બેસીને,' એવા કૃદંતનાં રૂપને ઉપર કહ્યાં તે કૃદંતનામ અને કૃદંતવિશેષણનીપેઠે બીજા કોઇ પ્રત્યય ન લાગતાં અવ્યયનીપેઠે એકનેએક રૂપે રહેછે માટે એવાં કૃદંતને કૃદંત અવ્યય કહેવાય. કોઇ ધાતુને ઈ, ઈને, પ્રત્યય લગાડવાથી કૃદંત અવ્યય થાયછે; જેમકે લખી, લખીને; ખાઇ, ખાઇને; ઇત્યાદિ.

---

## પ્રયોગ.

"શિ.—ક્રિયાનાથ એટલે શું? વિ.—જેશબ્દ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ ફરતાં હોય તેશબ્દને તેક્રિયાપદનો ક્રિયાનાથ કહેવાય. શિ.—હા. 'છોકરો ચોપડી લાવ્યો' 'મેં ચોપડી વાંચી' અને 'છોકરાથી જવાયું' એ ત્રણમાં ક્રિયાપદનાં રૂપ શા પ્રમાણે ફરેછે? વિ.—પેહેલાંમાં કર્તા 'છોકરો' પ્રમાણે, બીજામાં કર્મ 'ચોપડી' પ્રમાણે, અને ત્રીજામાં કર્તા કે કર્મ એકે જણાતું નથી પણ નાન્યતરજાતિનાં એકવચનપ્રમાણે ક્રિયાપદનુંરૂપછે. શિ.—બરાબર. એ ત્રીજામાં ક્રિયાનાથ કોણછે તેતમે કહી શકશો? વિ.—હા, સાહેબ. જાણે 'જવાનુંકામ' તેજ એ ક્રિયાપદનો ક્રિયાનાથ હોય એમ જણાય છે. શિ,—હા. એવી રીતે કોઈ ક્રિયાપદનાં રૂપ ઉપરથી તેનો ક્રિયાનાથ કર્તા, કર્મ, કે તે ક્રિયાપદનો ભાવછે તે સમજી લેવાય તેને ક્રિયાપદના પ્રયોગ કહેવાય. કહો વારૂ, છોકરો ચોપડી લાવ્યો એમાં ક્રિયાપદનો ક્રિયાનાથ કોણછે? વિ.—'છોકરો' લાવ્યો ક્રિયાપદનો કર્તા. શિ.—બરાબર. એવી રીતે જ્યારે કર્તા ક્રિયાનાથ હોય એટલે કર્તા પ્રમાણે ક્રિયાપદનાં રૂપ ફેરવાતાં હોય ત્યારે કર્તરિપ્રયોગ કહેવાય. કહો વારૂ, 'મેં ચોપડી વાંચી,' એમાં 'વાંચી' ક્રિયાપદનાં રૂપ શા પ્રમાણેછે? વિ.—'ચોપ-

"'ડી' એનું કર્મ છે તે પ્રમાણે. શિ.—બરાબર. એવી રીતે જ્યારે **કર્મ** પ્રમાણે ક્રિયાપદનું રૂપ હોય ત્યારે **કર્મણિ પ્રયોગ** કહેવાય. વારુ, **અકર્મક** ક્રિયાપદને **કર્મણિ પ્રયોગ** હોય કે નહિ? **વિ.**—નહિ, સાહેબ. અકર્મક ક્રિયાપદને **કર્મ** હોય નહિ તેથી **કર્મણિપ્રયોગ** પણ થઇ શકે નહિ. **શિ.**—બરાબર. 'મારે આવવું' એમાં ક્રિયાનાથ કોણ છે? **વિ.**—**અકર્મક** ક્રિયાપદ છે માટે કર્મ તો છેજ નહિ અને કર્તા પ્રમાણે પણ ક્રિયાપદનું રૂપ નથી પણ આવવાનો **ભાવ** કે આવવાનું **કામ** તેજ એનો **ક્રિયાનાથ** હોય એમ સમજાય છે. **શિ.**—હા. જે ઠેકાણે ક્રિયાપદનું રૂપ તેના **કર્તા** કે **કર્મ** પ્રમાણે ન થતાં તેના **ભાવ** પ્રમાણે **નાન્યતર** જાતિનાં એક વચનમાં હોય ત્યારે **ભાવેપ્રયોગ** કહેવાય."

"**પુનરાવર્તનઃ**—**પ્ર.**—**પ્રયોગ** એટલે શું? **ઉ.**—કોઇ ક્રિયાપદનાં રૂપઉપરથી તેનો ક્રિયાનાથ **કર્તા**, **કર્મ** કે **ભાવ** હોય તે સમજાયતેને. **પ્ર.**—**પ્રયોગ** કેટલાછે અને તે કયા? **ઉ.**—ત્રણ. **કર્તરિપ્રયોગ**, **કર્મણિપ્રયોગ**, અને **ભાવેપ્રયોગ**. **પ્ર.**—**કર્તરિપ્રયોગ** કયારે કહેવાય? **ઉ.**—જયારે ક્રિયાપદનું રૂપ **કર્તા** પ્રમાણે હોય ત્યારે. **પ્ર.**—**કર્મણિપ્રયોગ** કયારે થાય? **ઉ.**—જયારે ક્રિયાપદનું રૂપ તેના **કર્મ** પ્રમાણે હોય ત્યારે. **પ્ર.**—**ભાવેપ્રયોગ** કયારે કહેવાય? **ઉ.**—જયારે ક્રિયાપદનું રૂપ કર્તા કે કર્મ પ્રમાણે નહિપણ તેના **ભાવ** પ્રમાણે હોય ત્યારે. **પ્ર.**—**ભાવેપ્રયોગ** કેવા ધાતુના ક્રિયાપદને હોઇ શકે? **ઉ.**—ઘણુંખરું અકર્મક ધાતુનાં **ક્રીયાપદને**. ઇત્યાદિ."

---

૭૦ 'છોકરો આવ્યો,' એમાં 'આવ્યો' ક્રિયાપદનું રૂપ તેના કર્તા 'છોકરો' પ્રમાણે છે; 'છોકરે ચોપડી વાંચી,'

એમાં 'વાંચી' ક્રિયાપદનુંરૂપ તેનાં કર્મ 'ચોપડી પ્રમાણેછે; અને મારાથી દોડાયું એમાં 'દોડાયું' ક્રિયાપદ અકર્મક છે માટે એને કર્મતો છેજ નહિ અને કર્તા છે તેના પ્રમાણે પણ તેનું રૂપ ન થતાં તેના ભાવ પ્રમાણે એટલે નાન્યતર-જાતિનાં એકવચનમાં છે. એ ઉપરથી ક્રિયાપદના પ્રયોગ ઠરેછે. પ્રયોગ ત્રણછે; ૧. कर्तरिप्रयोग, २. कर्मणिप्रयोग. ३. भावे प्रयोग.

૭૧ 'હું ચોપડી વાંચુંછું,' અને 'તે દોડેછે.' એ બંનેમાં 'વાંચુંછું' ક્રિયાપદને તેના કર્તા 'હું' પ્રમાણે પેહેલાપુરૂષનું અને 'દોડેછે' ને તેના કર્તા 'તે' પ્રમાણે ત્રીજાપુરૂષનું રૂપછે. જ્યારે એવી રીતે ક્રિયાપદનું રૂપ તેના કર્તા પ્રમાણે હોય ત્યારે कर्तरिप्रयोग કહેવાય. कर्तरिप्रयोग સકર્મક અને અકર્મક, બંને ક્રિયાપદને થાયછે, અને તે વેળા કર્તા પેહેલી વિભક્તિમાં હોયછે.

૭૨ 'તેણેચોપડીવાંચી', અનેમેં પાઠ લખ્યો, એમાં 'વાંચી' ક્રિયાપદ તેનાં કર્મ 'ચોપડી' પ્રમાણે નારીજાતિમાં અને 'લખ્યો' ક્રિયાપદ તેનાં કર્મ 'પાઠ' પ્રમાણે નરજાતિમાં છે. જ્યારે ક્રિયાપદનું રૂપ એવી રીતે તેના કર્મ પ્રમાણે હોય ત્યારે कर्मणिप्रयोग થયો કહેવાય. कर्मणिप्रयोग માત્ર સકર્મક ક્રીયાપદનેજ હોય કેમકે અકર્મક ક્રીયાપદને કર્મ હોય નહીં. कर्मणिप्रयोग હોય ત્યારે કર્મ પેહેલી વિભક્તિમાં અને કર્તા ત્રીજી કે પાંચમી વિભક્તિમાં હોયછે.

૭૩ 'છોકરાથી બેસાયું', અને, 'છોકરીથી અવાયું'. એમાં બેસાયું તથા 'અવાયું' ક્રિયાપદનાં રૂપ તેના ભાવ પ્રમાણે

એટલે નાન્યતરજાતિનાં એકવચનમાં છે. જ્યારે એવી રીતે ક્રિયાપદનું રૂપ તેના ભાવ પ્રમાણે હોય ત્યારે ભાવેપ્રયોગ કહેવાય. ભાવેપ્રયોગ ઘણુંખરૂં અકર્મક ક્રિયાપદ શક્યભેદમાં હોય ત્યારે થાયછે, અને એ વખતે કર્તા ત્રીજી, પાંચમી કે છઠ્ઠી સાથે ત્રીજી વિભકિતમાં હોયછે.

[redacted] બેસાયું= બેસવાનું કામ થયું; અવાયું= આવવાનું કામ થયું; આવવું= આવવાનું કામ કરવું; અને જવું= જવાનું કામ કરવું. એપ્રમાણે ભાવેપ્રયોગમાં નાન્યતરજાતિનાં એકવચનના પ્રત્યય 'યું'= થયું અને 'વું'= કરવું સમજાયછે. એ પ્રત્યય છુટા પાડતાં તેનો ધાતુરૂપે રહેલો ભાગ તે ક્રિયાપદના ભાવ કે તે ક્રિયાની સંજ્ઞા દાખલ રહેછે; જેમકે, બેસા = બેસવાનું કામ; અવા = આવવાનું કામ, ઇત્યાદિ.

---

## અવ્યય.

"શિ—અવ્યય કોને કહેછે તે તમે શિખી ગયા અને તેથી હવે આપણે અવ્યય માટે થોડી વધારે વાત કરીએ. કહો, અને, * ત્યારે, હમણા, તથા, કે, પછી, ક્યાં અગાડી, * પાછળ, પછવાડે, પણ, કેમકે, હા, એમ, તેમ, ના * એ સઘળાં અવ્યયમાં કોઇ એકબીજાને સમજવામાં મળતાં દેખાયછે ? વિ.—હા, સાહેબ. અને, તથા, કે, કેમકે, એ એકબીજાને મળતાં છે. શિ.—કેવી રીતે મળતાં દેખાય છે તે કહી શકશો ? વિ—હા સાહેબ. ચોપડી અને ખડીઓ, હુ તથા તે, કલમ કે કાગળ, અને મારાથી જવાશે નહી કેમકે તે માંદો છે. એ સઘળે ઠેકાણે

* દરેક અવ્યયની જાતના આ નમુના પ્રમાણે જુદા જુદા દાખલા લઇ શિખવવાથી વધારે સારી રીતે શિખવી શકાય; પણ આ ઠેકાણે ગ્રંથ સંકોચનવૃત્તિથી ટુંકામાં બતાવ્યું છે.

"એ અવ્યયના શબ્દો બે શબ્દને કે મતલબને જોડતા હોય એવા દેખાય છે. શિ.— હા. તેથી એવા શબ્દોને **ઉભયાન્વયી** અવ્યય કહેવાય. વારૂ, ઉપર કહ્યાં તે બાકીના અવ્યયમાં બીજાં કયાં એકબીજાને મળતાં છે? વિ.— **પછી, અગાડી, પાછળ,** અને **પછવાડે.** શિ,—વારૂ, ઠીક. એ કેવી રીતે એકબીજાને મળતાં છે તે કહી શકશો? વિ,—હા, સાહેબ. તેના **પછી,** મારી અગાડી, તમારી **પાછળ,** છોકરા **પછવાડે,** એ રીતે એ શબ્દો વિભક્તિના **પ્રત્યયનીપેઠે** સંબંધ બતાવતા જણાયછે. શિ,—એવા અવ્યયના શબ્દો નામકે સર્વનામને વિભક્તિના પ્રત્યયનીપેઠે ક્રિયા વગેરેનો સંબંધ બતાવવા જોડાય છે માટે એને **નામયોગી** કે **શબ્દયોગી** અવ્યય કહેવાય. વારૂ, બાકીનાં કોઈ એકબીજાને મળતાં જણાય છે? વિ.—હા, સાહેબ. 'ત્યારે' અને 'હમણાં' ઉપરથી કોઈ ક્રિયાને થવાનો વખત, 'એમ' 'તેમ' ઉપરથી કોઈ ક્રિયા કરવાની રીત,'ત્યાં 'કયાં' 'પણે' ઉપરથી જગ્યા અથવા ઠેકાણું, 'હા' કંઈ કબુલ રાખતાં અને 'ના' નામંજુર કરતાં બોલાય છે. શિ.—બરાબર. એવાં અવ્યય કોઈ ક્રિયાને થવાનું ઠેકાણું, વખત, રીત, વગેરે બતાવેછે, અને ક્રિયાપદનો ગુણ બતાવતાં હોય એવાં દેખાય છે માટે એને **ક્રિયાવિશેષણ** અવ્યય કહેવાય. કહો, આપણે અવ્યયની કેટલી જાત માટે વાતકરી? વિ.—સાહેબ, ત્રણ. **ઉભયાન્વયી** અવ્યય, **શબ્દયોગી** અવ્યય અને **ક્રિયાવિશેષણ** અવ્યય. શિ.—ઠીક. અરેરે! અહોહો! વાહવાહ! અધધધ!! એ શબ્દો શામાં ગણેલા છે? વિ.— અવ્યયમાં. શિ.—હા, ઉપર કહીતે અવ્યયની ત્રણ જાતથી એ જાત જુદીછે. અવ્યયની એ જાતના શબ્દો, હરખ કે દુઃખમાં ઉંચેસાદે અને ઉતાવળથી છુટા બોલાય

"છે માટેએને ઉદ્ગાર કે કેવળપ્રયોગીઅવ્યય કહેવાય.

"પુનરાવર્તન.—અવ્યયની જાતો કેટલીછે અને તે જાતો શા ઉપરથી પડેછે? ઉ.—ચાર. અવ્યયના શબ્દો એકબીજાને કેટલીક રીતે સમજવામાં મળતા આવે છે અને જુદા પડેછે તે ઉપરથી એ જાતો પડેછે. પ્ર.—ઉભયાન્વયી અવ્યય એટલે શું? ઉ.—એ શબ્દને કે મતલબને જોડનાર અવ્યય; જેમકે, ને, અને, તથા તોપણ, વગેરે. પ્ર.—કોઈ અવ્યયને શબ્દયોગીઅવ્યય કહેવાનું કારણ શું? ઉ.—એ અવ્યય વિભક્તિના પ્રત્યયનીપેઠે એક શબ્દનો બીજા સાથે ક્રિયાવગેરેનો સંબંધ બતાવવાને વપરાયછે માટે; જેમકે, આરપાર, વચે, માંહે, અંદર, પાછળ, પછવાડે, ઇત્યાદિ. પ્ર.—ક્રિયાવિશેષણ અવ્યય શું બતાવેછે? ઉ.—એ અવ્યયો ક્રિયાપદનો ગુણ બતાવેછે એટલે હરકોઈ ક્રિયા ક્યાં? ક્યારે? અને કેમ થયલી તે વગેરે બતાવેછે; જેમ કે અહીંયાં, ત્યાં, આજ, પછી, એમ, તેમ, નહિ, ના, હા, વગેરે. પ્ર.—કેવળપ્રયોગી અવ્યય તે કેવાં? ઉ.—એ જાતના અવ્યયના શબ્દો બીજા શબ્દોથી હરખ કે શોકમાં ઉતાવળથી છુટાપડી બોલાય છે માટે એને કેવળપ્રયોગી અવ્યય કહેવાય; જેમકે, અરરર! હાયહાય! ઇત્યાદિ."

---

૭૪ અવ્યયના શબ્દોને પ્રત્યય લાગતા નથી, માત્ર એકજ રૂપ ઘણુંખરૂં એક અર્થ બતાવવામાં વપરાયછે; પણ એક બીજાને સાધારણ અર્થમાં કંઇક મળતા આવે છે તે ઉપરથી તેની જાતો ઠરેછે. એ જાતો ચાર છે. ૧. उभयान्वयी अव्यय. २. शब्दयोगी अव्यय. ३. क्रियाविशेषण अव्यय. ४. केवळप्रयोगी अव्यय.

૭૫ હું અને તમે, છોકરો કે છોકરી, બાપુ તથા

બળદેવ, અને હું જઇશ નહિ કેમકે તે માંદોછે, એસઘળાં-માં 'અને,' 'કે,' 'તથા,' અને 'કેમકે' અવ્યયના શબ્દો બે શબ્દને કે મતલબને જોડતા હોય એવા દેખાયછે માટે એવી જાતનાં અવ્યયને उभयान्वयी अव्यय કહેવાય.

૭૬ 'તમે છોકરાની પાછળ જજો,' 'તેની અગાડી હું જઇશ,' 'બસેં વર્ષ અગાઉ એમ બન્યું હતું.' એમાં 'પાછળ', 'અગાડી' અને 'અગાઉ' અવ્યયના શબ્દો જાણે કે વિભકિતના પ્રત્યયનીપેઠે નામ કે સર્વનામને વળગી તેનો બીજા શબ્દ જોડે ક્રિયા વગેરેનો સંબંધ બતાવેછે માટે એવાં અવ્યયને शब्दयोगी अव्यय કહેવાય.

૭૭ શબ્દયોગી અવ્યયની પેહેલાંનું નામ કે સર્વનામ ઘણુંખરૂં છઠ્ઠી વિભકિતમાં હોયછે; જેમકે, ઘરનીવચ્ચે, ઘોડાની ઉપર, તમારી અગાઉ, ઇત્યાદિ. એ છઠ્ઠી વિભકિતના પ્રત્યય કેટલીકવાર અધ્યાહાર પણ હોયછે, જેમકે બસેં વર્ષ(ની) પેહેલાં. ઘોડા (ની) ઉપર. માટે, કાજે, વાસ્તે વગેરે કેટલાંકની પેહેલાં ચોથી વિભકિતનો પ્રત્યય 'ને' હોય છે; જેમકે તેને માટે, છોકરાને સારૂ, ઇત્યાદિ.

૭૮ હમણા, પછી, કાલ, પરમ એ અવ્યયોથી કોઇ ક્રિયાને થવાના વખત સમજાયછે; ત્યાં, પણે, કયાં, જ્યાં એવાં અવ્યયોથી કોઇ ક્રિયાને થવાની જગ્યા કે ઠેકાણું સમજાય છે; એમ, તેમ, કેમ, જેમ, એવાં અવ્યયોથી કોઈ ક્રિયા કેમ કરવી તેની રીત સમજાય છે; ના, નહિ, નો, મા, એવાં અવ્યયોથી કંઇ કરવાની મના સમજાય છે; અને હા, ઠીક, ભલે, એવાં અવ્યયોથી કંઇ કરવાની મંજુરી સમજાય છે. એ સઘળાં અવ્યયો ક્રિયા-

પદની સાથે એવો સંબંધ રાખેછે અને વિશેષણની-પેઠે ક્રિયાપદનો ગુણ બતાવેછે માટે એ સઘળાંને ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય.

૭૯ અહાહા! વાહવાહ!! અરરર! હાયહાય! અરેરે!! એવાં અવ્યય હરખ અથવા દુઃખમાં બોલાયછે. એ વ્યયના શબ્દો ઘણું ખરૂં હરખ, શોક, કે ગભરાટમાં ઉતાવળથી ઉચ્ચેશ્વાસે બોલાય છે માટે ઉદ્ગાર અને બીજા કોઈ શબ્દો સાથે સંબંધ ધરાવતાં નથી માટે કેવળપ્રયોગી અવ્યય કહેવાય છે.

---

## વિભક્તિના અર્થ.

"શિ.—'તે ચોપડી વાંચેછે,' એમાં 'તે' તથા 'ચોપડી' એ બે શબ્દોને કયી વિભક્તિ છે? વિ.—પેહેલી. શિ.—ઠીક, વારૂ. એ 'તે' તથા 'ચોપડી' વાંચેછે ક્રિયાપદનાં શું કહેવાય? વિ.—'તે' કર્તા અને 'ચોપડી' કર્મ. શિ.—બરાબર. તે અમદાવાદ ગયો, એમાં 'અમદાવાદ' કયીવિભક્તિમાં છે? વિ.—સાહેબ, પેહેલીમાં. શિ.—ઠીક. એ ઠેકાણે 'અમદાવાદ'થી શું સમજાયછે તે તમે કહી શકશો? વિ.—હા, સાહેબ. જવાનુ ઠેકાણું. શિ.—બરાબર. 'તે એક દહાડો છુટો પડ્યો તેટલામાં તેણે પંદર ગાઉ રખડીને પંદર ખાંડી ડાંગર વેચી' એમાં દહાડો, ગાઉ, અને ખાંડી એ પેહેલીવિભક્તિના શબ્દોથી શું સમજાયછે તે તમે કહીશકશો? વિ.—હા, સાહેબ. પેહેલામાં વખત, બીજામાં અંતર (છેટું) અને ત્રીજામાં માપ કે ભરતરના અર્થ સમજાય છે. શિ.—બરાબર. એવી રીતે વિભક્તિથી ક્રિયાના સંબંધના જુદા જુદા અર્થ સમજાય છે તેને વિભક્તિના અર્થ કહેવાય.

કહો, આપણે કહી ગયા તે પ્રમાણે પેહેલી વિભકિતથી કયા કયા **અર્થ સમજાય છે? વિ.—કર્તા, કર્મ, ઠેકાણું, વખત, અંતર**, તથા **માપ** કે **ભરતરના અર્થ સમજાય છે**. ઇત્યાદિ ઇત્યાદિ." (એ પ્રમાણે બીજી વિભકિતઓ કયે કયે **અર્થે** વપરાય છે તે કઢાવવું મુશ્કેલ નથી, એમ ધારી વિસ્તાર કર્યો નથી.

"**પુનરાવર્તનઃ—પ્ર.—પેહેલી** વિભકિત કયે કયે **અર્થે** વપરાય છે? ઉ.— **કર્તા, કર્મ, ઠેકાણું, વખત, અંતર**, અને **માપ** કે **ભરતરને અર્થે. પ્ર.**—(વાંચવામાં કે બોલવામાં આવેલા શબ્દોની જુદી જુદી વિભકિતથી કયા જુદાજુદા અર્થ સમજાય છે તે બોળી કઢાવવાથી આ બાબતમાં વધારે સારી સમજ પડશે.)"

---

૮૦ જુદી જુદી વિભકિતઓ નામ વગેરેની અંતે આવ્યાથી જુદા જુદા અર્થ કે ક્રિયા વગેરેના સંબંધ સમજાય છે, તેને વિભકિતના અર્થ કહેવાય. દરેક વિભકિતઓ કયે જુદે જુદે અર્થે વપરાય તે ઉદાહરણ શુદ્ધાં નીચે જણાવીછે.

૮૧ **પેહેલી વિભકિતઃ—કર્તા, કર્મ, ઠેકાણું, વખત અંતર અને માપ કે ભરતર** જણાવનાર શબ્દને પેહેલી વિભકિત હોય છે; **જેમકે, સુતાર** (કર્તા) પોતાનાં **હથીઆર** (કર્મ) **સજ** કરી **એક દહાડો** (વખત) **અમદાવાદ** (ઠેકાણું) જવા નીકળ્યો પણ બે ગાઉ (અંતર) ગયા પછી યાદ આવ્યું કે મારી પાસે તો શેર (માપ) પણ ખાવાનું નથી ત્યારે પાછો વળ્યો.

૮૨ **બીજી વિભકિતઃ— કર્મને, સંબધાર્થે, કેટલીકવાર ભૂત કૃદંતને** (વખત જણાવવા) **તથા સંયુકત ક્રિયાપદના કર્તાને** બીજી વિભકિત હોય છે; **જેમકે, તેને** (કર્તા) **સઘળા માલન** (કર્મ) **તુરતા તુરત** વેચવોપડયો તથા **વેચ્યાંને** (ભૂતકૃદંત કાળવાચક) **પુરે**

એક વર્ષ પણ થયું નહિ એટલામાં પોતાનાં સર્વ **માણસને** (બીજું કર્મ) રજા આપવીપડી; પણ, **જગતને** (સંબંધાર્થે) મોઢે ઢાંકણું નથી.

૮૩ **ત્રીજી વિભક્તિ**:—કર્તા, કરણ, સાહિત્ય, કારણ, મૂલ, વખત, સ્થળ, અંગવિકાર તથા પરિમાણને અર્થે ત્રીજી વિભક્તિ વપરાય છે. જેમકે; **રાજાએ** (કર્તા) તેને પોતાને **હાથે** (કરણ) માર્યો તેથી વડા શાહાજાદાને છતે **દારૂગોળે** (સાહિત્ય) નાસવાનો વખત આવ્યો હોત પણ તેટલામાં મૂશળધાર **વરસાદે** (કારણ) લડાઇનો અંત આવ્યો; અને પછી સલાહના કરાર થયા તેથી **સવા રૂપીએ** (મૂલ) છ શેર જુ અનાજ ખોળવાને **રાત્રે** (વખત) લથડતે **પગે** (અંગવિકાર) સઘળું પાયદળ પોતાના સરદાર સાથે **રાજધાનીએ** (સ્થળ) આવ્યું ત્યાં દર ત્રણ **માણસે** (પરિમાણ) પાંચશેર અનાજ આપવાનો હુકમ થયો.

૮૪ **ચોથી વિભક્તિ**:—માટે, કાજે, લીધે, વાસ્તે, સારૂ, અર્થે, એ શબ્દયોગીની પહેલાં ચોથી વિભક્તિ **સંપ્રદાન** કે **કારણ** બતાવવા વપરાય છે. એ શબ્દયોગી નામકૃદંત પછી કેટલીકવાર અધ્યાહાર પણ રહે છે. જેમકે, **મનસુખીદાસને** સારૂ (સંપ્રદાન) કન્યા **મેળવવાને** (શબ્દયોગી અધ્યાહાર) મેહેનત તો ઘણી કરી હતી પણ **અછતને** લીધે (કારણ) શું કરે? લાચાર!

૮૫ **પાંચમી વિભક્તિ**:—**અપાદાન** (એટલેસ્થળાંતર, કાળાંતર તથા ન્યુનાધિકતા), **કરણ**, **કારણ**, તથા કેટલીકવાર **સાહિત્યના** અર્થ **પાંચમી** વિભક્તિથી સમજાય છે; જેમકે, **કપડવંજથી** (સ્થળાંતર) થોડે છેટે લશુંદ્રા કરીને ગામ છે ત્યાં ઘણાં **વર્ષોથી** (કાળાંતર) ઉનાં પાણીના ઝરા માલમ પડેલા છે. દેવકી **ઉનાઇથી** (ન્યુનાધિકતા) પણ એ ઝરા અજ્ઞાન લોકને

**અણવાકપ્ગારીથી** (કારણ) પેદા થતી આશ્ચર્યતામાં વધારો કરે છે. અસલ હિંદુસ્તાનની વિવિધ કર્તિથી (સાહિત્ય) ઘણી પ્રજાના મન ઉંચાં થયા હતાં.

૮૬ **છઠ્ઠી વિભક્તિ**:—**સગપણ, જાતિ, સ્વસ્વામીભાવ** વગેરેના જુદા જુદા સંબંધ બતાવવાને આ વિભક્તિ વપરાય છે, પણ કેટલીકવાર એનાથી ચાલતી આવેલી રૂઢી કે પાછલો વખત અને નામ કૃદંતની જોડે આવે ત્યારે ભવિષ્યકાળ વગેરેના અર્થ સમજાયછે; જેમકે, **એનાં** કર્યાં એ ભોગવે તેમાં **કુટંબના**, અને **દેશના** શું કરે? સગાને **જોવાની** તો એને મહા નામોશી! એ ભાઈ **જનમનાજ** (પાછલો વખત) એવા મુંજી છે. આખરે એના શા ભોગ **મળવાના** છે તે સમજાતું નથી.

૮૭ **સાતમી વિભક્તિ**:—અધિકરણ, નક્કી વખત, કે તે વખતની **મર્યાદા** બતાવવાને તથા બીજા કારણસર સાતમી વિભક્તિ વપરાય છે; જેમકે, સવારના **પહોરમાં** (અમુક વખત) લાગલગાટ માણસ ખુલ્લી **હવામાં** (અધિકરણ) ફરે તો ટુંકી **મુદતમાં** (વખતની મર્યાદા) તેની **તનદુરસ્તીમાં** ઘણો ફેર પડી જાય. **આંગળીમાં** વીંટી, **પગમાં** કલ્લાં, અને **ગળામાં** કંઠી પેહેરવા કરતાં પણ **નાકમાં** કાંટો, અને **કાનમાં** કડીઆં ઘાલવાનો રીવાજ શરીરને વધારે દુઃખદાયક છે.

૮૮ **સંબોધન**:—માણસ, બીજું કોઇ પ્રાણી, કોઇ નિર્જીવ કે કલ્પિત પદાર્થ તથા ગુણ વગેરે બોલનારની સમક્ષ હાજર હોય કે ન હોય તોપણ તેને નામ દઇ બોલાવતાં **સંબોધન** વપરાયછે; જેમકે, **અરે હરિશ્ચંદ્ર!** અને તેનામાં સચરાચર રહેલી **સત્યતા!** અરે **તારામતી** તથા તેના પતિવૃતાપણાના વખતે વખતના ન્યારા **દેખાવ!** તમે **સબળાંએ** મને સ્વપ્નામાં જે દેખાવ આપ્યો હતો તે ખરેખરો અસરકારક હતો.

# प्रकरण त्रीजुं.

—◆—

## વાકય વિચાર.

૮૯ આપણે શબ્દ વડે પોતાના મનોભાવ એક બીજાને જણાવીએછીએ એ શબ્દ વિશેનું પ્રથક પ્રથક વર્ણન આગલા પ્રકરણમાં આવી ગયું. આ પ્રકરણમાં તેઓનો સમુદાય અમુક વિચાર કે મતલબ બતાવવાને કેવી રીતે વપરાય તે બતાવ્યું છે.

૯૦ માણસ પોતાની અમુક એકમતલબકે વિચાર સંપુર્ણ સમજાવાને વાપરે તે શબ્દ કે શબ્દના સમુદાયને **વાકય** કહેવાય. જેમકે 'છોકરો આવ્યો' એમાં છોકરાનાં આવ્યાંની ખબર જણાવવાની મતલબ બરાબર સમજાયછે.

૯૧ વાકયમાં શબ્દો કેવી રીતે રહે છે તેમનો અરસ્પરસનો સંબંધ અને તે જણાવવાની તથા તેપ્રમાણે શબ્દોને ગોઠવવાની રીતનો વિચાર **વાકયવિચાર**માં કરેલો છે.

૯૨ દરેક વાકયમાં બે બાબત આવે છે. ૧ **કર્તૃપક્ષ** (જેને માટે કાંઇ કહેવું હોય તે.) ૨ **ક્રિયાપક્ષ** (જે કંઈ કહેવું હોય છે તે.) એ બે સિવાય વાકયની મતલબ પુરી સમજાતી નથી માટે ટુંકામાં ટુંકાં વાકયમાં પણ એ હોય છે; જેમકે, 'હું જાઉં' એમાં 'હુ' કર્તૃપક્ષ (જેને માટે કાંઇ કહેલું છે તે) માં અને 'જાઉં' **ક્રિયાપક્ષ** (કર્તૃપક્ષ માટે જે કહેલુંછે તે ) **માં** છે. 'તે બેસે છે' એમાં 'તે' **કર્તૃપક્ષમાં** અને 'બેસે છે' **ક્રિયાપક્ષમાં** છે.

૯૩ વાકયનાં **કર્તૃપક્ષ** કે **ક્રિયાપક્ષ**માંના કેટલાક શબ્દ કોઈ કોઈ વાર બોલવામાં આવતા નથી, પણ આગલા પાછલા સંબંધ ઉપરથી સામો માણસ સમજી લેછે. એવા

સમજી લીધેલા શબ્દને **અધ્યાહાર** કહેવાય છે. જેમકે, (તમે) જાઓ. (તું) ઉભો રહે, હું આવુંછું. ઇત્યાદિ. એમાં કોસમાં મુકેલા શબ્દ અધ્યાહાર રહીશકે.

૯૪. **કર્તૃપક્ષમાં** નામ કે નામને ઠેકાણે વપરાનાર કોઇ શબ્દ **કર્તા**, અને તે **કર્તાના** ગુણ અને સંખ્યા બતાવનાર વિશેષણ કે વિશેષણ જેવા એક કે વધારે શબ્દો હોયતો તેનો સમાવેશથાયછે.

૯૫. **ક્રિયાપક્ષમાં** ક્રિયાપદ, અને તેનું **કર્મ** તથા તે કર્મના વિશેષણ હોય તો તે, તથા બીજા ક્રિયાવિશેષણ કે ક્રિયાવિશેષણના અર્થમાં વપરાનાર શબ્દોનો સમાવેશ થાયછે.

૯૬. વાક્ય બે પ્રકારનાં થાય છે, **૧ એકાકી ૨ સંયુક્ત.**

૯૭. **એકાકી વાક્યમાં** એક કર્તા અને એક ક્રિયાપદ હોય છે. કર્તાના ગુણબતાવનાર અને ક્રિયાપદનું **કર્મ** કે બીજા ગુણ બતાવનાર તથા ક્રિયાવિશેષણ હોય કે ન હોય. જેમકે, તે આવેછે. આ હુશીઆર છોકરાએ ટુંકી મુદતમાં સારો અભ્યાશ કર્યો.

૯૮. **સંયુક્તવાક્ય** બે કે તે કરતાં વધારે **એકાકીવાક્ય** અથવા વિચાર એકઠા મળવાથી થયલું હોય છે. જેમકે હું જાણું કે તમે આવજો. ગીરધર કહેછે કે હવે વેપારમાં માલ નથી. ઇત્યાદિ.

૯૯. **સંયુક્તવાક્યમાં** બે કે તેથી વધારે એકાકીવાક્યો હોય છે તેના બે પ્રકાર પડેછે. પહેલાપ્રકારનાં સંયુક્ત વાક્યમાં એક વાક્ય **મુખ્ય** અને બીજા તેના પેટાંનાં કે **ઉપવાક્ય** હોય છે; એ **ઉપવાક્ય** કોઇવાર નામ, કોઇવાર વિશેષણ અને કોઇવાર સ્થળ, કાળ, રીત, કે કારણ દર્શક ક્રિયાવિશેષણના જેવા અર્થનાં હોયછે તે પ્રમાણે તેને **નામવાક્ય**, **વિશેષણિક** કે **ક્રિયાવિશેષણિક** વાક્ય કહેવાયછે. ઉદાહરણ, "આપણો સરદાર મુઓ પડ્યો એમ (નામવાક્ય) જ્યારે શત્રુનાં લશ્કરને ખબર પડશે ત્યારે (ક્રિયાવિશેષણિક) જે રસ્તે આપણે શત્રુનો મુલક ઓળંગવો છે તે (વિશેષણિક) રસ્તો બંધ થઇ જશે અને આપણામાંનું કોઇ આપણા નવા થનાર સુલતાનને સમાચાર કહેવાને પણ જઇ શકશે નહિ."

૧૦૦. બીજા પ્રકારનાં સંયુકતવાકયમાંના દરેક સહગત કેસમાન અધિકારનાં હોયછે, અને તે સરખો અર્થ દેખાડવાને, અર્થમાં વધારો કરવાને, ઉલટો અર્થ દર્શાવવાને કે કારણ વગેરે બતાવવાને ઉભયાન્વયીઅવ્યયથી એક બીજા સાથે જોડાયલાં હોય છે. "આપણે મ્લેચ્છને વશ થવું પડશે,(મુખ્ય) અને તે રીબાવી રીબાવી આપણી અમુલ્ય જીંદગીનો અંત આણશે (મુખ્ય.); કેમકે હવે આપણે ઘેરાઇ ચૂકેલા છીએ (મુખ્ય.)

---

## વાકયમાં શબ્દોનો અનુક્રમ.

૧૦૧. વાકયમાં ઘણુંખરૂં પહેલો **કર્તા**, પછી **કર્મ** અને છેલ્લે **ક્રિયાપદ** આવેછે; જેમકે, તે (કર્તા) **ચોપડી** (કર્મ) **વાંચેછે** (ક્રિયાપદ.)પણ કેટલીક વાર તે ભેદ રહેતો નથી. જેમકે, એક ધર્મ, બીજું કંઇ નહિ પણ એક ધર્મ, **પામો તમે** આશ્ચર્ય એના એટેક ઉપર, **આણો તમે** દયા, એની અશરણ સ્થિતિ ઉપર; અને **થાઓ તમે** ધણી એક રાજવંશી દાશના. (હરિચંદ્ર નાટક પૃષ્ટ ૧૪૧—૧૪૨.)

૧૦૨. **વિશેષણ** ઘણુંખરૂં નામની પહેલાં અને **ક્રિયાવિશેષણ** ક્રિયાપદની પહેલાં હોયછે. જેમકે **ડાહ્યો** માણસ જ્યાં જાય **ત્યાં** વખણાયછે. વિશેષણ કોઇવાર નામનીપાછળ પણ હોય: જેમકે, આ છોકરો તો ડાહ્યો નીકળશે.

૧૦૩. **સંયુક્તવાકયમાં** ઘણુંખરૂં **ઉપવાકય** પહેલું આવેછે, પણ તે **ઉપવાકય** કર્મને ઠેકાણે હોય તો પાછળથી આવેછે; જેમકે, તેણે કહ્યું કે, 'જેને માટે મેં કહ્યું હતું તે માણસ એજ છે.' જમનાદાશ માંદો છે એ વાત ખરીછે.

---

## શબ્દોનાં **રૂપનું** એક બીજા સાથે **મળતાપણું** તથા **પરસ્પરનો સંબંધ.**

૧૦૪. પહેલા પ્રકારનાં વિશેષણનુંરૂપ તેના વિશેષ્યની, અને છઠ્ઠી વિભક્તિના પ્રત્યય (નો, ની, નું, નાં,) તેની પછીનાં નામનાં જાતિવચન વગેરેના સંબંધ પ્રમાણે હોયછે. ક્રિયાપદનાં રૂપ તેના

ક્રિયાનાથનાં વચન, અને જાતિ કે પુરૂષ પ્રમાણે હોયછે. જેમકે, **ભણેલી** ને ડાહી સ્ત્રી જુદીજ રીતના વિચાર ઉઠાવેછે.

૧૦૫. માનાર્થે એકવચનને બદલે બહુવચન વપરાય છે. એવા નારીજાતિના વિશેષ્યનું **વિશેષણ** તથા ક્રિયાનાથનું **ક્રિયાપદ** નાન્યતરજાતિનાં બહુવચનમાં વપરાયછે. જેમકે, કાલ મથુરાંદાસનાં **સગાં** ફોઇ **આવ્યાં હતાં**.

૧૦૬. જુદી જુદી જાતિના એકથી વધારે વિશેષ્યનાં **વિશેષણ** અને ક્રિયાનાથનાં ક્રિયાપદ નાન્યતરજાતિનાં બહુવચનમાં વપરાયછે. જેમકે, ગંગા અને ગોવિંદ **ડાહ્યાં** છે. ગંગા અને ગોવિંદ કાલ નિશાળે **આવ્યાં હતાં**.

૧૦૭. ને, અને, તથા, એવાં ઉભયાન્વયી અવ્યયથી જોડાયલા ક્રિયાનાથમાં **પુરૂષસર્વનામ** હોય ત્યારે તેની અંદર જો **પેહેલો પુરૂષ** હોય તો ક્રિયાપદ પેહેલા પુરૂષનાં બહુવચનમાં આવે; પણ પેહેલા સિવાય **બીજો** કે **ત્રીજો** પુરૂષ હોય ત્યારે ક્રિયાપદ બીજા પુરૂષનાં બહુવચનમાં વપરાયછે; જેમકે, હું, તું, અને **મંગળદાશ** જઇએ તેનાં કરતાં ફક્ત **તું** અને મંગળદાશ જાઓ તો કેવું સારૂં!

૧૦૮. સરખા સંબંધનાં એકથી વધારે નામને વિભક્તિ કે શબ્દયોગી અવ્યય એકસરખાં લાગુ પડતાં હોય તો તે વિભક્તિનો પ્રત્યય અને અવ્યય દરેકને છુટાંછુટાં લગાડવાને બદલે ફક્ત છેલ્લાંને લગાડવાથી, સરખો અર્થ સમજાય છે. 'જેમકે, ગિરધર, ગંગા, મોતી, તથા જમનાની જોડે બીજું કોણ છે."

૧૦૯. શક્યભેદમાં સકર્મક ક્રિયાપદને પણ કર્મ હોતું નથી; કેમકે મૂળભેદમાંથી શક્યભેદમાં આવતાં પ્રથમનો કર્તા કારણ થવાથી કર્મ હોય તે કર્તા થાયછે; જેમકે, મગન ચોપડી વાંચેછે અને મગનથી ચોપડી વંચાઇ.

૧૧૦. અકર્મક ક્રિયાપદ શક્યભેદમાં આવે છે ત્યારે પ્રથમનો કર્તા કારણ થઇ જાય છે, અને તે ક્રિયાપદનો ભાવ કર્તા

થાય છે; જેમકે, હું જાઊંછું અને મારાથી જવાયું. તે ઉડે છે અને તેનાથી ઉડાયું.

☞ નામ તથા ક્રિયાપદની વચેના બીજા સંબંધમાં માટે કલમ ७०—७३ તથા ८०—८८ જોવી.

---

## વાકય પૃથકાત.

૧૧૧. વાકયનાં પદે પદ છુટાં કરી તેમને એક બીજા જોડે શો સંબંધ છે તથા તે દરેક કેવા અર્થમાં છે તે બતાવવું તેને **વાકયપૃથકૃતિકરવી** કહેવાયછે. એ પ્રથકૃતિ કરતાં પાંચ બાબત બતાવવી પડેછે. ૧ કર્તા, ૨ કર્તાના અર્થમાં વધારો કરનારા શબ્દો. ૩ ક્રિયાપદ. ૪ કર્મ અને તેના અર્થમાં વધારો કરનારાના શબ્દો (ક્રિયાપુર્ણી) ૫ ક્રિયાપદના અર્થમાં વધારો કરનારા કર્મ સિવાયના બીજા શબ્દો તથા તે કેવા અર્થનો વધારો બતાવેછે તે (ક્રિયાવૃદ્ધિ.)

૧૧૨. સંયુકત વાકય હોય ત્યારે તેનાં **સહગત** કે **ઉપવાકયો** છુટાં પાડી તેઓ કયા સંબંધમાં છે તે બતાવવું અને પછીતે છુટા પાડેલાં દરેક વાકયની એકાકી વાકય પ્રમાણે **પ્રથકૃતિ** કરવી. વાકય છુટાં કરતાં પેહેલાં અધ્યાહારજેવા જરૂરના શબ્દો ઉમેરવા.

---

## વાકય પૃથકૃતિના નમુના.

૧૧૩. **એકાકીવાકયો**:—૧. મોગલવંશના બાબરે ઇબ્રાહિમ લોદીને પાણીપતનાં મેદાનમાં ઇ० સ० ૧૫૨૬ માં હરાવ્યો હતો. ૨. હિંદુસ્થાનના મુશલમાન રાજ કર્તાઓમાંના કેટલાકનાં નિર્દય કૃત્યો હાલ પણ ક્રૂરપણાની નિશાની દાખલ જુના ઇતિહાસને લીધે જાણીતાંછે. ૩. ઉજ્જનના પરદુઃખભંજન અને પરાક્રમી વિક્રમનો સંવત નર્મદાની ઉત્તરમાં ચાલે છે. અસલના હિંદુઓએ દરેક સ્વાભાવિક નિયમને દેવતાની ઉપમાં આપેલીછે. ઇ.સ.ના છઠા સૈકડામાં ઇરાનનાં નશરવાન બાદશાહે બરઝુય નામના હકીમને હિંદુસ્તાનમાં મોકલ્યો હતો.

| વાક્યના નંબર | કર્તૃપક્ષ. | | ક્રિયાપક્ષ. | | |
|---|---|---|---|---|---|
| | કર્તા. | કર્તાના અર્થમાં વધારો કરનારા શબ્દો. | ક્રિયાપદ. | ક્રિયાપૂર્ણી. | ક્રિયાવૃદ્ધિ. |
| ૧ | બાબરે | મોગલ વંશના | હરાવ્યો હતો. | ઈબ્રાહિમ લોદીને | પાણીપતના મેદાનમાં (સ્થળ.) |
| ૨ | કૃત્યો | હિંદુસ્તાનના મુસલમાનરાજ કર્તાઓમાંના કેટલાકનાં નિર્દય | જાણીતાં છે. | વિદ્વાનોને | હાલપણ (કાળ.) ક્રૂરપણાની નિશાની દાખલ (રીત) જુના ઈતિહાશને લીધે (કારણ.) |
| ૩ | સંવત | પરદુઃખભંજન અને પરાક્રમીવિક્રમાજીતનો | ચાલેછે. | | નર્મદાની ઉતરમાં (સ્થળ.) હાલ (કાળ) |
| ૪ | હિંદુઓએ | અસલના | આપેલીછે. | ૧ દરેક સ્વાભાવિક નિયમને ૨ દેવતાની ઉપમા | |
| ૫ | નશરવાન બાદશાહે | ઈરાનના | મોકલ્યોહતો. | બરઝુય નામના હકીમને | ઈ. સ. ના છઠ્ઠા સૈંકડામાં (વખત) હિંદુસ્તાનમાં (સ્થળ) |

૧૧૪. **સંયુક્તવાક્યોઃ**—(અ) તું સમજુ છે અને તારા વાંચવામાં ઘણું આવ્યું છે, માટે મારે તને કહી જવાનું કાંઇ બાકી રહ્યું નથી, તોપણ બે બોલ કહેવાની મારા મનમાં ઇછા થાય છે (જયકુમારી પૃષ્ઠ ૬૭). (ब) લોભી માણસ જેમ જેમ વધારે ફતેહ પામેછે તેમ તેમ તેનો લોભ વધતો જાય છે. (क)

જ્યારે ફરવા નીસરૂં, બાહર શેહેર બજાર;
બહુ નિર્ધન નજરે પડે, દુખીઓ સૌ સંસાર.

(સત્યપ્રકાશ.)

૧૧૫. **એકાકી વાકયમાં પ્રથક્કરણઃ**—(અ) ૧ તું સમજુ છે. ૨ (અને) તારા વાંચવામાં ઘણું આવ્યું છે (૧ નું સહગામી). ૩(તેથી) મારે તને કાંઈ કહેવાનું બાકી રહ્યું નથી (૧—૨ નું સહગામી). ૪ (તોપણ) બે બોલ કહેવાની મારા મનમાં ઇચ્છા થાય છે (૧--૨--૩ નું સહગામી).

(ब) લોભી માણસ જેમ જેમ વધારે ફતેહ પામેછે (ક્રિયાવિશેષણિક). ૨ તેમ તેમ તેનો લોભ વધતો જાય છે (૧ નું મુખ્ય).

(क) જ્યારે હું બજારમાં કે શેહેર બહાર ફરવા નીસરૂં છું ત્યારે (ક્રિયાવિશેષણિક) સૌ (સઘળો) સંસાર બહુનિર્ધન અને દુખીઓ નજરે પડેછે. (૧ નું મુખ્ય).

હવે એનું એકાકીવાકયના નમુનામુજબ પ્રથક્કરણ કરવું.

---

# प्रकरण चोथुं.

## પદચ્છેદ.

૧૧૬. **પદચ્છેદ** એટલે વાકયમાં જે શબ્દો આવ્યા હોય તેમાંનો દરેક કયા વર્ગનોછે, તેને પ્રત્યય લાગ્યા હોયતો તે ઉપરથી અને તેના અર્થ ઉપરથી શું શું સમજાય છે, તથા તે શબ્દ

બીજા જોડે કેવો સંબંધ ધરાવેછે તે છુટા પાડી કહી બતાવવું. પદચ્છેદને ઘણીવાર વ્યાકરણ કરવું પણ કહેવાયછે. વ્યાકરણમાં શીખેલી બાબતનાં મનોયત્ન તરીકે પદચ્છેદ છે. એ પદચ્છેદ કરવાનો અનુક્રમ તથા બીજી અગત્યની સૂચના અને નમુના નીચે જણાવ્યાંછેઃ—

૧૧૭. જે શબ્દનું વ્યાકરણ કરવું હોય તે શબ્દવાળાંવાકયના તમામ શબ્દ તથા તે વાકય પુરૂં સમજવું, અને દરેક શબ્દનો એક બીજા સાથેનો સંબંધ જાણ્યા પછી તે શબ્દ કયા વર્ગનોછે તે કહેવું. જો તે શબ્દ વિશેષણ હોય, પણ તેની સાથે વિશેષ્ય હાજર નહોય, અને તેજ વિશેષ્યની પેઠે વપરાયું હોય, તો તેને વિશેષ્યને અર્થે વિશેષણ કહી તેનું નામની પેઠે પદછેદ કરવું. કૃદંત નામ, કૃદંત વિશેષણ અને કૃદંત અવ્યયમાં તથા ક્રિયાપદમાં કલમ ૫૯–૬૧માં બતાવ્યા પ્રમાણે ભેદ હોયછે, તે ભેદ બરાબર સમજ્યા સિવાય એકદમ **ક્રિયાપદ** કે **કૃદંત** કહેવું નહિ. અત્યારથી, કયારનો, એટલામાં, એવા કેટલાંક અવ્યયને કેટલીકવાર વિભકિતના પ્રત્યય હોય છે તે ઉપરથી તેને નામ ગણવાં નહિ. વળી જે, તે, એ, આ, ફલાણો વગેરે વિશેષણસર્વનામને માટે પણ ધ્યાનમાં રાખવું કે જો તેમની પછી નામ આવેલું હોય તો તેઓ **વિશેષણ** અને નામ સિવાય એકલાં હોયતો **સર્વનામ** કહેવાય છે. 'જે ઘણું ચાલ્યો, તે બહુ થાકયો' એ રીતે કેટલાક વિશેષણના શબ્દો ઘણીવાર અકર્મક ક્રિયાપદનો ગુણ બતાવવા વપરાય છે એવા શબ્દને **ક્રિયાવિશેષણ** કહેવાં.

૧૧૮. જો તે શબ્દ **નામ** હોય તો;—૧ તે નામને વિભકિત અથવા બહુવચનના પ્રત્યય લગાડી જોઇ કયા**પ્રકારનું** છે તે ખોળી કાઢવું. ૨ તેના અર્થ ઉપરથી તે **વિશેષ, સામાન્ય** કે **ભાવવાચક** નામ છે તે કહેવું. ૩ તેને **કેયો, કેવી, કેવું** લગાડી જોઇ જાતિ કહેવી; જાતિ કહેતી વેળા તે નામ નર કે

નારીને માટે સાધારણ રીતે વપરાયું હોય, કે તેથી નર અને નારીનો સામટો અર્થ સમજાતો હોય, ત્યારે નાન્યતર જાતિના પ્રત્યય હોય-તો તે ઠેકાણે **સામાન્યઅર્થે નાન્યતર જાતિ** કહેવી; પણ નાન્ય-તરના પ્રત્યય નહોયતો **સામાન્ય જાતિ** કહેવી. નર કે નારીજાતિનું નામ માનાર્થે નાન્યતર જાતિમાં વપરાયું હોયતો માનાર્થે નાન્યતર-જાતિ કહેવી. ૪. તે નામનેપ્રત્યયો લાગેલા હોય તે ઉપરથી તેની વિભક્તિ, તથા આસપાસના શબ્દોનો સંબંધ તપાસી જોઇ તે વિભક્તિ કયેઅર્થે વપરાયલી છે તે કહેવું. વિભક્તિ કહેતીવેળા પણ શબ્દના અર્થ ઉપર પુરૂ ધ્યાન આપવું જોઇએ; કેમકે ઘ-ણીવાર નામના છેલ્લા અક્ષર વિભક્તિના પ્રત્યય જેવા દેખાયછે; જેમકે, દીવાને (રાજાના દીવાનની ત્રીજી વિભક્તિ અને દીવાની છઠ્ઠીવિભક્તિ પણ હોય), હરડે (એક ફળપણનું નામ પણ તે નામની ત્રીજી વિભક્તિ નથી.) પોથી (ચોપડી) ઇત્યાદિ. ૫. પછી તે નામ એક માટેછે એમ સમજાય તો **એકવચન** અને એક કરતાં વધારેને માટે લાગે તો **બહુવચન** કહેવું.

૧૧૯. જો તે શબ્દ **સર્વનામ** હોય તોઃ—૧ કયા નામને ઠેકાણે છે તે. ૨ તે કયા પુરૂષમાં છે તે. ૩ જે નામને ઠેકાણે વપરાયું હોય તે પ્રમાણે જાતિ. ૪ પ્રત્યય તથા અર્થ ઉપરથી કયી વિભક્તિ તથા તે વિભક્તિ કયે અર્થે વપરાયલી છે તે. પહેલા અને બીજા પુરૂષની પહેલી અને ત્રીજી વિભક્તિનાં બહુવચનનાં રૂપ અનુક્રમે એક જેવાં દેખાય છે માટેતે તફાવત વિભક્તિ કેહેતાં ધ્યાનમાં રાખવા. ૫ તે સર્વનામનાં રૂપ ઉપરથી, અથવા જે નામને ઠેકાણે તે વપરાયું હોય તે ઉપરથી **વચન** કહેવું; એકવચન છતાં **માનાર્થે** બહુવચન વપરાયું હોય તો તેમ કહેવું.

૧૨૦. જો તે શબ્દ **વિશેષણ** ઠરેતોઃ—૧. તે ત્રણે જાતિમાં ફેરવાય છે કે નહિ તે નક્કી કરી તેનો પ્રકાર કહેવો. ૨. તે ગુણ કે સંખ્યા વિશેષણ છે તે કહેવું. ૩. તેનો વિશેષ્ય શોધી કાઢી

તેપ્રમાણે જાતિ કહેવી. ૪. વિશેષણને હમેશાં પેહેલીવિભકિત હોયછે; રાતે ઘોડે, મેલે લુગડે, એ પ્રમાણે ઘણીવાર વિશેષ્ય હાજર છતાં વિશેષણને ત્રીજી વિભકતી દેખાયછે, પણ તેને લીધે અર્થમાં કઈ ફેર હોતો નથી માટે પેહેલીવિભકિત કહેવી વધારે દુરસ્ત છે. ૫. વિશેષણને વચન પણ વિશેષ્યના પ્રમાણે કહેવાં. ૬. આખરે તેનો વિશેષ્ય કહેવો. કેટલેક ઠેકાણે વિશેષણ બીજા વિશેષણનો ગુણ બતાવેછે; જેમકે, એતો બહુ સારૂ માણસછે, એ સઘળું મિથ્યા ભાષણ છે, ઇ૦ એવે ઠેકાણે તે જે વિશેષણનો ગુણ બતાવતું તે વિશેષણ કહેવું.

૧૨૧. જો તે શબ્દ **ક્રિયાપદ** ઠરેતોઃ—૧.તેને અનિયમિત વર્તમાનકાળના બીજા પુરૂષના એકવચનના આજ્ઞાનાં રૂપમાં ધારીને ધાતુ ઓળખી કાઢી, તે ધાતુને 'નાર' અને 'વાનું' પ્રત્યય લગાડી કર્તા અને કર્મ શોધી કાઢવાં. જો કર્મ હોય તો સકર્મક અને ન હોય તો અકર્મક કેહેવું. ૨. ધાતુ શોધી કાઢેલો હોય તે કહેવો. ૩. છે, હતું કે થશે એવી રીતે તેનાં રૂપ ઉપરથી નક્કી જણાતું હોય અને તેના ધાતુમાં માત્ર પુરૂષ કે વચનનાજ પ્રત્યયથી વધારો થયો હોય તો મૂળભેદ; પણ કરાશે, કરાય, કરીશકશે એવી રીતે ધાતુ મરડાયલો હોય અને તે ઉપરથી શકયાર્થ (શકિતનો અર્થ) સમજાય તો શકય-ભેદમાં છે એમ કહેવું. ૪. કલમમાં બતાવ્યા પ્રમાણે ક્રિયાપદનાં રૂપ તથા અર્થ ઉપરથી કયો કાળ સમજાયછે તે કહેવું. ૫ પછી પુરૂષ અને વચન કહેતી વેળા યાદ, રાખવું કે ઘણીવાર ત્રીજા પુરૂષના એક૦ અને બહુવચનમાં ક્રીયાપદનું રૂપ સરખું હોયછે, જેમકે તે કરેછે, તેઓ કરેછે. તેમજ ઘણીવાર બીજા અને ત્રીજા પુરૂષનાં એકવચનનાં રૂપસરખાં હોયછે; જેમકે, તું જાયછે, તે જાયછે, ઇ૦. એ ભુલ ન થાય માટે તે ક્રિયાનાથ સાથે મેળવી જોવાં. ૬ પુરૂષઅને વચનનીપેઠે જાતિ પણ ઘણીવાર ક્રિયાપદનાં રૂપ ઉપરથી સમજાયછે, તેમ છતાં

પણ એ નક્કી કરતીવેળા તેના ક્રિયાનાથની જાતિ વગેરે સાથે મેળવવું. ૭. તેનો કર્તા શોધી મૂકયો હોય તે, અને કર્મ હોય તો તે કહેવું. ૮. ક્રિયાપદનો ક્રિયાનાથ, કર્તા છે કે કર્મછે એટલે કર્તરિ પ્રયોગછે કે કર્મણિપ્રયોગ તે કહેવું. જો કર્તા કે કર્મ એમાંનું એકે ક્રિયાનાથ નહોય પણ ક્રિયાપદનો ભાવજ ક્રિયાનાથ હોય તો ભાવેપ્રયોગમાં છે એમ કહેવું.

૧૨૨. ઘણીવાર બે ક્રિયાપદો જોડે આવેછે, જેમકે માર્યો, ગયો, જતો રહ્યો, આપી દીધું; બોલાઇ ગયું એવે ઠેકાણે પેહેલું ક્રિયાપદ કૃદંતરૂપે હોયછે માટે કલમ ૪૬ મી પ્રમાણે કૃદંત **નામ**, કૃદંત**વિશેષણ** કે કૃદંત**અવ્યય**છે તે કહેવું; અને બીજું ક્રિયાપદ જેને કાળ વગેરેના પ્રત્યય લાગેલા હોય, તેનું ઉપર બતાવ્યા પ્રમાણે ક્રિયાપદનીપેઠે પદચ્છેદ કરવું; નામ કૃદંત હોય તો જાતિ, વચન, વિભક્તિ, અને વિશેષણ કૃદંત હોય તો તે કોનો ગુણ બતાવેછે તે કહેવું; **અવ્યય** કૃદંત હોય અને તે કોઇ ક્રિયાપદ સાથે જોડાયલું હોય તો તે કેહેવું.

૧૨૩. પદચ્છેદ કરતાં કોઇ શબ્દ **અવ્યય** માલમ પડે તો. તે કયી જાતનું અવ્યય છે તે કહેવું, પછીઃ—

૧. જો **ઉભયાન્વયી અવ્યય** હોયતોઃ—તે કયા બે શબ્દ કે વાકયને જોડેછે તે કહેવું.

૨. જો **શબ્દયોગી અવ્યય** હોયતોઃ—તે કયા શબ્દને જોડાયલું છે તે તથા કયા ક્રિયાપદજોડે સંબંધ રાખેછે તે કહેવું.

૩. જો, **ક્રિયાવિશેષણ અવ્યય** જણાયતોઃ—તે કયા ક્રિયાપદનો ગુણ બતાવેછે તે કહેવું. પછી તે **વખત**, **ઠેકાણું**, **રીત**, **સ્વીકાર** કે **નકાર** બતાવે છે તે કહેવું. ક્રિયાપદનો ગુણ બતાવનાર વિશેષણને **ક્રિયાવિશેષણ** કેહેવાય પણ ક્રિયાવિશેષણ **અવ્યય** કહેવાય નહિ.

૪. જો **કેવળપ્રયોગી** હોયતોઃ—તે હરખમાં, દુઃખમાં, કોઇને બોલાવતીવેળા કે કેવી રીતે છુટું પડી બોલાયું છે તે કહેવું.

## પદચ્છેદના નમુના.

અરે! મારી છાતી ભારથી દબાઇ જાયછે! કોહાડીથી કોઇ મારાં હાડકાં કાપતું હોય તેમ હાથમાંને પગમાં દુઃખ થાયછે. મારૂં માથુ ભમી જાયછે. (હરિશ્ચંદ્રનાટક.)

**અરે.**—કેવળ પ્રયોગી અવ્યય. (દુઃખમાં બોલાયલું.)

**મારી.**—સર્વનામ. પેહેલોપુરૂષ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

છાતી.—બીજા પ્રકારનું, સામાન્યનામ, નારીજાતિ, કર્તા અર્થે પેહેલીનું એકવચન. 'દબાઇ જાયછે' નો કર્તા.

ભારથી.—બીજા પ્રકારનું સામાન્યનામ, નરજાતિ, કરણ અર્થે પાંચમીનું એકવચન.

**દબાઈ**—કૃદંતઅવ્યય.'જાયછે'ક્રિયાપદસાથેજોડાયલુંછે.

**જાયછે**—અકર્મક ક્રિયાપદ, 'જા' ધાતુ, મૂળભેદ વર્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નારીજાતિ, એક વચન. 'છાતી' કર્તા, અને એકર્તા ક્રિયાનાથ છે માટે અકર્મક કર્તરિ પ્રયોગ.

કોહાડીથી—બીજાપ્રકારનું સામાન્ય નામ, નારીજાતિ કરણને અર્થે પાંચમીનું એકવચન.

કોઈ—સર્વનામ. સામાન્ય અર્થે નાન્યતર જાતિ,કર્તાને અર્થે પેહેલીનું એકવચન. 'હોય' ક્રિયાપદનો કર્તા.

**મારાં**—સર્વનામ, પેહેલો પુરૂષ, નરજાતિ, સંબધાર્થે છઠ્ઠીનું એકવચન.

**હાડકાં**—પેહેલાપ્રકારનું સામાન્ય નામ, નાન્યતરજાતિ કર્મને અર્થે પહેલીનું બહુવચન. ('કાપતું' કૃદંતનુ કર્મ.)

**કાપતું**—કૃદંત વિશેષણ, સામાન્યઅર્થે નાન્યતર જાતિ, પેહેલીનું એક વચન. 'કોઇ' સર્વનામનો ગુણ બતાવે છે.

**હોય**—અકર્મક ક્રિયાપદ,'હો' ધાતુ,મૂળભેદ, અનિયમિત વર્તમાન કાળ, ત્રીજો પુરૂષ, નાન્યતર જાતિ, એક વચન. 'કોઇ' કર્તા અનેએજ ક્રિયાનાથ માટે અકર્મક કર્તરિ પ્રયોગ.

**તેમ**—રીતબતાવનાર ક્રિયાવિશેષણઅવ્યય. 'થાયછે' ક્રિયાપદનો ગુણ બતાવે છે.

**હાથમાં**—બીજા પ્રકારનું સામાન્ય નામ, નરજાતિ અધિકરણને અર્થે સાતમીનું બહુવચન.

**ને**—ઉભયાન્વયી અવ્યય. 'હાથમાં' તથા 'પગમાં' એ શબ્દને જોડે છે.

**પગમાં**—બીજાપ્રકારનું સામાન્ય નામ, નરજાતિ અધિકરણને અર્થે સાતમીનું બહુવચન.

**દુઃખ**—બીજાપ્રકારનું ભાવવાચક નામ, નાન્યતરજાતિ, કર્તા અર્થે પેહેલીનું એકવચન. 'થાયછે' ક્રિયાપદનો કર્તા.

**થાયછે**—અકર્મક ક્રિયાપદ, 'થા' ધાતુ, મૂળભેદ, વર્તમાન કાળ. ત્રીજો પુરૂષ. નાન્યતર જાતિ, એકવચન. 'દુઃખ' કર્તા અને એજ ક્રિયાનાથ માટે અકર્મક કર્તરિપ્રયોગ.

---

**અરે બાઈ ભાઈ તમે સર્વથી સગાઈ સાઈ;**
**રાખોતજી શત્રુતાઈ મિત્રતાઈ મનમાં.**

(કવીતા સંગ્રહ.)

**અરે**—કેવળપ્રયોગી અવ્યય. (સંબોધનની આગળ વપરાયુંછે.)

**બાઈ**—બીજાપ્રકારનું સામાન્ય નામ, નારીજાતિ, સંબોધનનું એકવચન.

**ભાઈ**—બીજાપ્રકારનું સામાન્ય નામ, નરજાતિ, સંબોધનનું એકવચન.

**તમે**—સર્વનામ, બીજો પુરૂષ સામાન્ય જાતિ, કર્તાને અર્થે પેહેલીનું એકવચન. 'રાખો' ક્રિયાપદનો કર્તા.

**સર્વથી = સર્વ સાથે.**

**સર્વ**—વિશેષ્યને અર્થે વિશેષણ, સામાન્યજાતિ સંબંધાર્થે પેહેલીનું એકવચન. સર્વ (સર્વની)

**સાથે**—શબ્દયોગી અવ્યય. 'સર્વ' શબ્દને જોડાઇને 'સાઇ' સાથે સંબંધ રાખે છે.

**સગાઈ**—બીજાપ્રકારનું ભાવવાચક નામ, નારીજાતિ કર્મને અર્થે પેહેલીનું એકવચન. 'સાઈ' (સાઇ) કૃદંતનું કર્મ

**સાઈ**—(સાઇ)કૃદંત અવ્યય.

**રાખો**—સકર્મક ક્રિયાપદ, 'રાખ' ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્તમાનકાળ, બીજો પુરૂષ. સામાન્ય જાતિ, બહુવચન. 'તમે' કર્તા, 'મિત્રાઇ' કર્મ, ક્રિયાનાથ કર્તા છે માટે કર્તરિપ્રયોગ.

**તજી**—અવ્યય કૃદંત.

**શત્રુતાઈ**—બીજાપ્રકારનું ભાવવાચક નામ, નારીજાતિ, કર્મને અર્થે પેહેલીનું એક વચન. 'તજી' કૃદંતનું કર્મ.

**મિત્રતાઈ**—બીજા પ્રકારનું ભાવવાચક નામ. નારીજાતિ કર્મને અર્થે પેહેલીનું એકવચન. 'રાખો' ક્રિયાપદનું કર્મ.

**મનમાં**—બીજા પ્રકારનું ભાવવાચક નામ. નાન્યતર જાતિ અધિકરણને અર્થે સાતમીનું એક વચન.

---

**અરેરે! મારી હવે શી વલે થશે. એવું દુખ થાય છેકે ઉભા ન રહેવાય અને બેસાય એ નહિ.**

**અરેરે**—કેવળ પ્રયોગી અવ્યય. (દુઃખમાં બોલાયું છે.)

**મારી**—સર્વનામ, પેહેલો પુરૂષ, સામાન્ય જાતિ, સંબધાર્થે છઠ્ઠીનું એકવચન.

**હવે**—ક્રિયાવિશેષણ અવ્યય (વખત બતાવનાર.) 'થશે' ક્રિયાપદનો ગુણ બતાવે છે.

**શી**—પહેલાપ્રકારનું વિશેષણ, નારીજાતિ પેહેલીનું એકવચન. 'વલે' નો ગુણ બતાવે છે.

**વલે**—બીજાપ્રકારનું ભાવવાચક નામ, નારીજાતિ, કર્તાને અર્થે પેહેલીનું એકવચન.

**થશે**—અકર્મક ક્રિયાપદ, 'થા' ધાતુ, મૂળભેદ, ભવિષ્ય કાળ, ત્રીજો પુરૂષ, નારીજાતિ, એકવચન. 'વળી' કર્તા અને એજ ક્રિયાનાથ માટે કર્તરિ પ્રયોગ.

**એવું**—પેહેલા પ્રકારનું વિશેષણ, નાન્યતર જાતિ, પેહેલીનું એકવચન. 'દુઃખ'નો ગુણ બતાવેછે.

**દુઃખ**—બીજાપ્રકારનું ભાવવાચક નામ, નાન્યતરજાતિ કર્તાને અર્થે પેહેલીનું એકવચન. 'થાય છે' ક્રિયાપદનો કર્તા.

**થાયછે**—અકર્મક ક્રિયાપદ, 'થા' ધાતુ, મૂળભેદ, વર્તમાન કાળ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન. 'દુઃખ' કર્તા, અને એજ ક્રિયાનાથ માટે કર્તરિ પ્રયોગ.

**કે**—ઉભયાન્વયી અવ્યય. (આગળના અને પાછળનાં બે વાકયને જોડેછે.)

**ઉભા**—ક્રિયાવિશેષણ. 'રહેવાય' ક્રિયાપદનો ગુણ બતાવે છે.

**ન**—ક્રિયાવિશેષણ અવ્યય, (નકાર બતાવનાર) 'રહેવાય' ક્રિયાપદનો ગુણ બતાવે છે.

**રહેવાય**—અકર્મક ક્રિયાપદ 'રેહ' ધાતુ, શકયભેદ, અનિયમિત વર્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિનું એકવચન. કર્તા ક્રિયાનાથ નથી અને અકર્મક ક્રિયાપદછે માટે ભાવેપ્રયોગ.

**અને**—ઉભયાન્વયી અવ્યય. 'ઉભા ન રહેવાય તથા બેસાય એ નહિ' એ બે વાકય જોડેને છે.

**બેસાય**—અકર્મક ક્રિયાપદ, 'બેસ' ધાતુ, શકયભેદ, અનિયમિત વર્તમાન કાળ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ એકવચન. કર્તા ક્રિયાનાથ નથી અને અકર્મક ક્રિયાપદછે માટે ભાવેપ્રયોગ.

**એ**(પણ)—ક્રિયાવિશેષણ 'બેસાય'નો ગુણ બતાવે છે.

**નહિ**—ક્રિયાવિશેષણ અવ્યય (નકાર બતાવનાર), 'બેસાય' ક્રિયાપદનો ગુણ બતાવે છે.